# છાલો પાલો મરી મસાલો.

ભાગ ૨ જો.

છાલા પાલા અને મરી મસાલાથી અંજન, પોતીસ, ચાહ, ઉકાળા વગેરે ગરીબ ઘર અને ગામડાંઓમાં સહેલાઇથી કામ આવે એવી દવાનો નુસકા સંગ્રહ.

પ્રગટ કરનાર

ડી. પી. મોહન.

કણુપીઠ બજાર, સુરત.

સુરતમાં સુરત અખબાર પ્રેસમાં પી. ઇ. પટેલે છાપી છે.

સને ૧૯૧૨.

કીંમત રૂ. ૦ાા.

# સુચના.

માનપૂરવક જણાવવાની રજા લઇએ છિયે કે, છાલાપાલા અને મરી મસાલાનું આ ચોપાન્યું પ્રગટ કરવામાં કાંઇ નવું થયું નથી, પણ અનુભવીઓથી બોલાયલા અને લખાયલા, ભાજી પાલા અને મરી મસાલાના વઇદક ગુણો અને તેના નુસકાઓ, જે ગરીબ ઘરમાં અને ગામોમાં કામ આવી શકે એવાઓનો માત્ર સંગ્રહ કરયો છે.

આ ચોપાન્યાની નેમ એટલીજ છે જે, હાલમાં હીણાતાં અને ડુબતાં દેશી વઇદાંને કાંઇક ઉતેજન મળે; અને મોટા દાકટર સાહેબો ની ગેરહાજરીમાં, ગરીબ ઘરમાં તેમજ ગામોમાં તાત્કાળીક ઉપાય તરીકે કામ આવે.

વાંચનાર સાહેબોએ જાણવું જોઇએ જે, ચોપાન્યા કે ચોપડીઓ ફકત વાંચવાથી હુશીયાર અને નામાંકીત દાકટર થવાતું નથી. માટે આ ચોપાન્યું વાંચી વઇદ થવાની કોશેશ કરવી નહીં.

વાંચનાર ગ્રહસ્થોને તેમજ દેશી વઇદાંને ચાહનારાઓને નમ્રતા પૂરવક અરજ એ છે જે, આ લખાણમાં જોઇતો સુધારો અને વધારો અમને લખી મોકલી દેશી નુસ્કાઓના સંગ્રહમાં વધારો કરવાની કૃપા કરવી.

આ ચોપાન્યામાં કેટલાક ઇલાજ હાલમાં હસી કાઢવા જેવા જણાય છે તેને હસી ન કાઢતાં અનુભવીઓએ તેની ખોળ કરી તેની અસલ નેમ શી છે, તે પ્રગટ કરવાની કૃપા કરવી.

આ ચોપાન્યામાં ઝાડ પાનના નામોનું સાંકળિયું પેહેલે પાને છે અને દરદોના નામનું સાંકળિયું છેલ્લે પાને છે.

લી० સેવક,

ડી. પી. માદન

કણપીઠ બજાર–સુરત.

# સાંકળીયું.

## છાલાપાલા મરી મસાલાનું સાંકળીયું.

# છાલો પાલો મરી મસાલો.

## ભાગ ૨ જો.

### ટનકનખાર.

ક. હુપીંગકફ—બચ્ચાંઓને ઉડતી ગુચની ખાંસી—એ ખાંસી ઘણો ભાગ અવધે જાય છે. સાથે રમતાં બધાં બચ્ચાંઓને આ ખાંસી ઉડે છે. આ ખાંસીથી એવી ગુંચ આવે છે કે ખાધેલું ઓકી કહાડે છે. એનો ઉપાય નીચે મુજબ છેઃ—૧ તોલો ટંકનખારને છાણામાં અથવા ચોખાના આટાના ગોળામાં દાબી, તેની આસપાસ છાણા મુકી સળગાવી દેવો. આખરે એક તોલાનું વજન ઘટી ૦ા તોલો થઇ જાય છે. આ ખાર એક વાલ લઇ મધ સાથે મેલવી, પાછલી રાત્રે બચ્ચાંને ખવાડવું. આ મુજબ ચાર દીવસ કરવાથી ગુંચની ખાંસી મટે છે.

ખ પાકેલું મ્હો સારૂં થાય—ટંકનખાર ૧ ભાગ, મધ ૪ ભાગ મેલવીને લગાડયું હોય તો પાકેલાં મ્હોઢાંમાં સારૂં થાય છે.

ગ. હાંફણ મટે—ફુલવેલો ટંકનખાર ૨ ભાગ, મરી ૧ ભાગ મેલવી તેમાંથી ૦ા તોલો મધમાં સહવાર સાંજ ખાવું.

ઘ. હાંફણ માટે, ટંકણાવલેહ—ફટકડી ફુલવેલી ૧ ભાગ, ટંકનખાર ફુલવેલો ૨ ભાગ, મરી ૩ ભાગ આ ત્રણ ચીજોને મધમાં મેલવી ૦ા તોલો સવાર સાંજ ખાય તો હાંફણ મટે છે.

ચ. ટાઢીઆ તાવ માટે—ટંકણાવલેહ ઉપર મુજબ ૦ા તોલો ખાવમાં ...

ક. દુધ બગડે નહીં, ખાટું થાય નહીં—૧ શેર દુધમાં બે ત્રણ ઘઉ ભાર ટંકનખાર નાખવાથી દુધ જલદી બગડતું નથી.

રેતી પીસાબે હોય તેને પીગળાવે છે, સોડા ફાસફરસ એમોનીઆ બેનઝોએટ, પાષણભેગની માફક ટંકનખાર ખાવામાં આપે છે.

ખ. ખાંસીની ગોળી, તીપુરભેરવી ગુટીકા—ટંકનખાર, સુંઠ, મરી, પીપર સંભાગે મેળવી નાગરવેલના પાનમાં ગોળી કરી ખાવી અથવા મધ. સાથે ચાટવું.

ગ. પથરી પીગળે—ટંકનખાર પાણી સાથ ઘસીને પીએ તો પથરી પીગળે.

ઘ. બહી માટે—ફુલવેલો ટંકનખાર ૨ વાલ મધ સાથે ખાવો.

વાળ કરચળીવાળા કરવા માટે ટંકનખાર તો. ૦।, બાવળનો ગુંદર તો. ૦।, પાણી તો. ૫ મેળવી વાલને લગાડવું. જેવી કરચલી કરવી હોય તેવી થાય છે.

ચ. પેટનો ગોળો, પેટની ગાંઠ, ગુલમ વા મટે—ટંકનખાર અને જવ ખારનું ગોળ સાથ સેવન કરે તો જરૂર ફાયદો થાય.

છ. પીસાબે રેતી માટે, દસ્તાન છોડાવવા માટે, કસતાતી બાયડી માટે તથા બઇરાંનાં ખાસ દરદો માટે ટંકનખાર ખાવામાં અપાય છે.

જ. ખાંસી તથા હાંફણુ—ટંકનખાર ખાવાના પાન સાથે ખાવામાં આપેછે.

ટ. દરાજ તથા ખરસવા માટે—ટંકનખાર ભાગ ૫, ઇસેસ ૪, ગુંગળ ૨, કપુર ૨, કાઠો ૩, ગંધક ૫, સાકર ૩, કુવાડીઆના બી ૪, મો રથુથુ ૨, લીંબુનો રસ ૫ ભાગ, એની ગોટી બનાવી સુકવવી, તે પાણીમાં ઘસી દરાજ, ખરસવા ઉપર લગાડવી.

ઠ. કીડ સારી થાય—ટંકનખાર પાણીમાં મેળવી લગાડે તો કીડ સારી થાય.

ડ. ખરસવા માટે—ટંકનખાર, પાપટખાર, ગાયના મુતર સાથે મેળવી લગાડે છે.

ઢ. પથરી પીસાબે હોય તે માટે—૨ થી ૪ વાલ ટંકનખાર પાણીમાં ઘસી પાંચ દીવસ પીવો. અંગ્રેજીમાં બોરોસાઇટરેટ ઓફ મેગનીસીઆ અપાય છે.

ક ફેફરૂં--જ્યારે બ્રામાઇડ નહીં કામ કરે ત્યારે, ૧૫ ગ્રેઇન ટંકનખાર દીવસમાં ત્રણવાર ખવાડવું.

હડકી. ખાંસી, બચ્ચાંને માટે—ટંકનખાર ફુલવેલો ૧ વાલ મધ સાથે રાત્રે સુતી વખતે આપવો.

---

## ટરપેનટાઇન.

ખ. નસનો તથા સાંધાનો દુખાવો મટે—ટરપેનટાઇનમાં ભેળસેળ બહુ થાય છે; ચોખ્ખું ટરપેનટાઇન તે સ્પીરીટ ટરપેનટાઇન છે. તે દવાના કામમાં, ચોળવામાં, શરીરે ગરમી લાવવામાં અને નસનો તથા સાંધાનો દુખાવો દુર કરવા મસળવામાં આવે છે. એ તેલ લોહીને ફરતું કરે છે; અને ચામડી તે તેલ ઘસવા પછી લાલ થાય છે.

ગ. બચ્ચાંના કરમ માટે સહેલો ઉપાય---૧ તોલો દીવેલ અને ૩ ટીપાં ટરપેનટાઇનના નાખી બચ્ચાંને આપે તો કરમ પડે. દીવેલ વેલાતી લેવાની ખાસ જરૂર નથી. ગામઠી દીવેલ જરા ગરમ કરીને લેવું ઘરગથુ આ ઉપાય સહેલો છે.

ઘ બાલ વધે, બાલ આવે—બાલ ઉપર ટરપેનટાઇન મસળે. અને ટાળક ઉપર ઘસડે તો લોહીનું ફરવું થાય. અને બાલની વૃદ્ધિ થાય.

---

## ટામેટાં.

કાલી સાહીના દાઘ લુગડાં તેમજ ચામડી ઉપર હોય તે ટામેટાનો રસ કહાડી નાખે છે.

---

## ડોળકી કડવી-કડવા ગળકા.

ચ. કમળો—સુકા ગળકાનો ગર ૦ાા ઇંચ બુદતાં પાણીમાં ૦ા કલાક બોળી રાખવો. ઉતાવળ હોય તો પાણીમાં પાંચ મીનીટ ચોળવું

તે પાણીના ત્રણ ચાર ટીપાં નાકના બંને નસકોરામાં નાંખવાં. અરધા કલાક પછી નાકમાંથી પીળું પાણી ઝરશે તે નીકળવા દેવું. એ મુજબ ત્રણ ચાર દીવસ નાંખવું. ટીપા નાખવાથી ખમી શકાય તેટલી અગન બળશે. ત્રણ ચાર દીવસમાં ફેર જણાશે પછી દવા વધારે મુકવાની જરૂર નથી. ધીરે ધીરે પીળાસ બધો આપો આપ નીકળી જશે. પીસાબનો રંગ એકજ દીવસમાં બદલાશે. નાકમાંથી કોઇવાર લોહી પડે છે તેની ચિંતા નહીં તે વખતે કાળી મટોડી ભીંજવી માથા ઉપર મુકવી અથવા જુની છો (બાંધકામ તુટી પડયું હોય તેનું છારૂં) ભુકો કરી પાણી સાથે મેલવી માથા ઉપર મુકવું તે ઠંડક આપશે અને નીકળતું લોહી બંધ પડશે.

ક. ગળામાં અગન તથા તરસ—આ ઇલાજથી કોઇને ગળામાં અગન બળે અને તરસ લાગે ત્યારે સુનામખીની ચાહ ગરમ પાણીમાં બનાવવી ગાળીને તે પાણીમાં કાળી દરાખ ઠળીયા કાઢેલી ભીંજવવી. તેને ચોળી રસ કહાડવો તેમાં સાકેર પીગળાવવી તે ઠંડું પાણી ૦ાા શેર પીવું. આ મુજબ દીનમાં ત્રણ ચાર વાર પીવું. પેટ ઘણા નહીં આવે તો રોજ પાયા કરવામાં નુકસાન નથી. જો ઝાડા ઘણા આવે તો સુનામખી વગરનું સાદા પાણીમાં બનાવી પીઆ કરવું. કમળાનો થોડો રહેલો પીળાસ એ કહાડે છે. ખોરાકમાં હલધ અને ચીકાસ ખાવાં નહીં. દુધને રોટલો ખાવો સારો છે. કોઇ અનુભવી ખીચડી અને ઘી ખાવાની રજા આપે છે.

---

## તજ.

ખ મરદને શકતી આવે–તજ તથા ચીની કબાલા દરેક ટાંક ૭, મધ ટાંક અઢી સાથે મેળવી ગોળી બનાવવી. સાંજે ખાધા પછી તે ગોળી મોંમાં મુકી ચાવે તેનો મગજ કહાડે તે ચીક ચામડીને લગાડી એક પહોર સુધી રાખવું, તેથી ચામડીની નસ ફુલે છે અને શકતી આવે છે.

ગ. ખ[illegible]—[illegible]હી માટે તજ ૦ા તોલો, સાકર ૧ તોલો પાણીમાં ઉકાળો [illegible] દિનમાં ૩ વાર પીવું.

## તનદીરી.

ક. પીનદસ માટે—તનદીરીના પાંતરાંનો રસ તથા કપુર ટાંક ૦॥ મેળવીને નાકમાં ટીપાં નાખવાં.

---

## તપકીર. (ઇનદીઅન આરારૂટ.)

તપકીરનો કન જમીનમાં પાકેછેતેને ધોઇ છુંદી પાણી સાથ મેળવી ઝીણાં કપડાંમાંથી ગાળે છે. આ મુજબ જેટલું છુંદાય એટલું છુંદી પાણી સાથે મેળવીને ગાળવું. નીચે થરો બેસે છે. ઉપરથી નીતરૂં પાણી કહાડી નાખી થરો રહે તેને સુકવી ભુકો કરવો. તેને તપકીર કહે છે.

આ તપકીરની પાણી સાથે બહુ પાતળી લાહી બનાવી હલકાં દુધ સાથ ભેળેછે, અને દુધને જાડું કરે છે. આંગળી બોલીને દુધ તપાસનારા છેતરાય છે. અને દુધ ઘણું સારૂં છે એમ માની લે છે.

---

## તમાકુ.

ખ. ઉધરસ, કફ, દમ--એને માટે તમાકુના ડાખળાંની રાખ વાલ ૨ મધ સાથે ખવારે છે તેથી આ વ્યાધી દુર થાય છે. તમાકુમાં જવ ખાર રહે છે; અને તમાકુની ડાંખળીઓ બાળવાથી, કેફી વસ્તુ ઉડી જાય છે અને જવખાર રહે છે, એ જવખાર ગુણકારી છે. વિલાયતી પોતાસ કારબોનસ જો આ મુજબ લેવામાં આવે તો તેથી ફાયદો કરે છે.

ગ. અંતરગળ—તમાકુ અને સેળારસ ગોળી ઉપર બાંધવું.

ઘ. હરસ--હરસ માટે તમાકુની લેપડી મુકવી.

ચ. કોહોડ--સફેદ કોહોડ ઉપર તમાકુના બીનું પીલેલું તેલ ચોપરવું.

છ સોજો--ખાવાનો તમાકુ પાણીમાં ગરમ કરીને લગાડવાથી સોજો પાકી પરૂ થઇ નીકળી જાય છે.

## તરબુજ.

ક. પરમો જાય––તરબુજની ગાબડી કાઢી અંદર ૦ા શેર શાકર, ૦ા શેર કાળી દરાખ ઠરીઆ વગરની, ૧ જાયફળની ભુકી મુકીને તરબુજની ગાબડી પાછી ખીડવી તેને ૩ દીવસ ઠારમાં રાખી તેનો રસ કહાડી બાટલીમાં ભરી રાખવો તેમાંથી ૧ ગલાસ સહવાર સાંજ પાવો.

---

## તલ.

ખ. મીઠી પીસાબવાલા દરદી માટે––તલને ઘાંણીમાં પીળી થોડું તેલ કહાડી લેવું. થોડું તેલ તલમાં રહેવા દેવું. આ તળના ખોળને ગોળ સાથ મેળવી લાડુ બનાવવા અને રોજ ખાવા. તલના લાડુ ચોકસ ઠંડી મોસમમાં ખાવાનો રીવાજ બહુ લાંબા વખતનો છે. અને તે ઠંડી દુર કરવા અને શરીરે ગરમી લાવવાનો વઇદક હેતુ હોવો જોઇએ. મીઠી પીસાબવાળા દરદી માટે આ ઈલાજ સસ્તો, સહેલો, અને સ્વાદિષ્ટ છે.

ગ. તલનું તેલ––આ તેલને દેશી વઇદુ ઘણું હીણે છે. કોઇબી દરદી આવે કે તેને તેલ ખાવા ના પાડે છે; ગરમીના સઘળા દરદ માટે તે વાંધા ભરેલું હોય પણ બધાં દરદ માટે તેનો શા માટે અટકાવ થાય છે તેનું ચોકસ કારણ નથી. તલના તેલને કેટલાક લોક ખાવામાં પસંદ કરતા નથી કારણ કે તે માખણ, ઘી અને બીજાં ખાવાના તેલ કરતાં સસ્તું છે; ગરીબ લોકો ખાય, તે પઇસાવાળા ખાય તો હલકું દેખાય. પણ જે કામ તેલ કરે છે તે કામ ઘી કરતું નથી. ભજીયાં, કઢોળ, વાયડી તરકારી પકાવવામાં તેલ જે સ્વાદ બતાવે છે, અને જે વઇદક કામ બજાવે છે, તે ઘી તથા માખણથી બનતું નથી.

તલનું તેલ, જે આટલું બધું હલકું અને ખાવામાં નબળું સમજવામાં આવે છે તેનું કારણ જાને પોતે તેલ નથી, પણ તે તેલની

ખામીભરેલી બનાવટ છે.

તલના તેલમાં હમેશાં થોડા પ્રમાણમાં પાણી રહે છે અને તે પાણીથી તેલ જલદી ખોરૂં થઇ જાય છે, અને વઇદક શાસ્ત્રના કાયદા મુજબ સરવ ખોરી થયલી ચીજ શરીરને નુકસાન કરે છે. તલના તેલનો ખોરાટ નહીં થવા દેવા માટે તેને સુરજના તાપમાં મુકવાથી અથવા ઠંડા ઇંગાર ઉપર જરા મુકવાથી પાણીનો ભાગ ગરમીથી ઉડી જાય છે.

તલનું તેલ લાંબો વખત સુધી ખોરૂં ન થાય માટે તે તેલમાં પાંચ ટકા જેટલો સોદાબાઇ કારબન નાખવો.

તેલને ખોરાટમાંથી બચાવવા માટે અસલ રીવાજ એવો છે કે કાંદાના માથાને તલ સાથ ગરમ કરવું. વઇદું એવું બતાવે છે કે કાંદાના માથામાં એમોનીઆનો ભાગ છે, તે અલકેલાઇ છે; અને સોડાની માફક કામ કરે છે.

ક. વાલ નરમ અને મોટા થાય––નાહુતી વેળા કાળા તલના પાતરાં માથે ચોળવાં.

ખ. પીસાબ ઘણી થતી હોય, મીઠી પીસાબ હોય––તો ૯ પાઇ ભાર કાળા તલ. સહવારે નનને કોઠે ખાવા,

ગ. નાસુર માટે–– કાલા તલ વાટીને લેપડી મુકવી.

સફેદ તલ ખાવામાં સારા છે. કાલા તલ દવામાં સારા છે.

ઘ. હરસ––હરસ માટે તેલ, નાગકેસર, સાકેર સાથે સંભાગે ખાવાથી હરસને ફાયદો છે. માખણ સાથ ખાવાથી લોહી બંધ કરે છે.

ચ. ચાંદાં વાસ મારતાં, ઘારાં વાસ મારતાં––ચાંદા ઉપર તલની લેપડા બાંધવાથી રૂઝ આવે છે, અને ખરાબ વાસ દુર થાય છે.

છ. સ્ત્રીઓને બરાબર દસ્તાન ન આવે––તો ૧ તોલો ખાંડેલા કાળા તલ ૨૦ તોલા પાણીમાં ઉકાળીને ૫ તોલા રહે તે ગાળી અંદર ગોળ નાખીને પીવું. દસ્તાન દેખાયા પછી ૪ દીવસ રોજ

તાજુ પીવું. અને તલનો ખોળ પાણીમાં ભીંજવી પીરૂં ઉપર મુકવો.

ક ખીલ—મોઢાના ખીલ માટે તલના જુના ખોળને ગોમુત્ર સાથ મેળવી લગાડવું.

ખ આધાસીસી—આધાસીસી માટે તલનો ખોળ, વાવડીંગ, પાણી સાથે લેપ કરી માથે લગાડવું.

ગ. હરસના મસા—હરસના મસા માટે કાળા તલ, ગાયનું માખણ, સાકેર એકેક પઇસા ભાર રોજ ખાવું.

ઘ. હરસ—હરસ માટે કાળા તલનો તલ્ક ૬ માસા એટલે આઠ આનો ભાર માખણ સાથે ખાવો.

ચ. ધાત વધે—ધાત વધારવા માટે તલ, મોચરસ, ભોં કોળું સરખે ભાગે મેળવી ટાંક ૨ બે ટાંક સહવાર સાંજ ખાવું.

છ. પીસાબ છુટે, પીસાબનો હરએક આજાર જાય—કાળા તલ, ઘઊં, કેસુરીનાં મુળની બીચ, એલચી દરેક ૧ શેર લઈ દરેક વસાનું આતસપર સેકીને ભુકો કરવો તેમાં ૦॥ શેર સુંઠ ભેળવી. પછી ખાંડ શેર એકનો શીરો કરી ભેળેલું વસાણું તેમાં નાખી એકરસ કરી તેમાંથી ૧૦ ટાંક સહવારે ને ૧૦ ટાંક સાંજે ખાવું.

જ. ક્ષાર મુત્રળ, પીસાબે કાંકરી પથરી—તલના તલસરાં એટલે સુકી સાંઠીને બાળી ખાર કાઢે છે તે ખાર ખાવામાં આપે છે.

ઝ. પીસાબ છુટે—તલના છોડની સાંઠીની રાખ મધ સાથ અથવા દુધ સાથ પીવી.

ટ. દાંત મજબુત થાય, દાંતનું દરદ મટે—તલના તેલમાં સીંધાલુણ મેળવી કોગળા કરવા.

ઠ આધાસીસી મટે—તલ અને દુધ વાટી લેપડી કરી મુકવી.

ડ. કુતરાનું ઝેર ઉતરે—તલનો ખોળ, તેલ, આંકડાનું દુધ અથવા મુગ ગોળ સાથ ખાવો.

ઢ. ધતુરાનું ઝેર ઉતરે—તલનું તેલ ગરમ પાણી સાથ પીવું.

ક. હરસનું લોહી અટકે—તલને વાટી માખણ સાથે ખાવું.

ખ ગરભણી તથા સુવાવડીને લોહી પડે તો તલ, જવ, સાકરનું સંભાગે ચુરણ કરી મધમાં ખવાડવું.

ગ. પથરી-વીરયને અટકાવવાથી પથરી બંધાય છે તે માટે તલસરાની રાખ મધમાં આપવી.

ઘ. વાળા--વાળા ઉપર તલનો ખોળ છાસમાં વાટી બાંધવો.

ચ. રકતાતીસાર, ઝાહાડામાં લોહી પડે તે--કાળા તલ ૧ ભાગ, સાકેર ૨ ભાગ અને બકરીનું દુધ ૪ ભાગ મેળવી પાવું.

છ. વાગેલું, દભરાયલું, લોહી બાઝેલું—કાળા તલ, એરંડીયાની મીંજ જુદાં વાટી તેલ સાથે લેપ કરી મારવો. તલના ખોળને ગરમ પાણીમાં મુકવો. નરમ પડે ને લેપ બાંધવો.

જ. સ્રીના પેટમાં છોડ હોય તે પડે--કાળા તલ, સફેદ તલ પાણીમાં ઉકાળીને ૭ દીવસ પીવું.

ઝ. પીસાબ વારમવાર થતી બંધ થાય--તલ ૨ ભાગ, અજમો ૧ ભાગ મેળવી ફાકી દીવસમાં ૩ વાર મારવી.

---

## તવર–આત્તર.

ટ. આંતરડું ગોળીમાં ઉતરેલું પાછું ચઢે, સારંગ ગાંઠ સારો થાય--આવરના પાતરાંને છુંદીને ગરમ પોટીસ કરીને ગોળી ઉપર મુકે તો આંતરડું પાછું ઠેકાણે જાય.

---

## તળવણી.

ઠ. એકાંતરીઓ, તરીઓ, ચોથીઓ—તાવ માટે તલવણીના પાતરાંના રસનાં ટીપાં કાનમાં નાખવાં.

ડ. કમલો--કમલા માટે તલવનીનું મુળ આતવારે સવારના સુરજ ઉગતાં પહેલાં લાવી પાણીમાં ઘસી આંખે આંજે તો કમલો જાય.

---

## તાડી.

ઢ. પીસાબ છાસ જેવો જાય ત્યારે દરદીએ બપોરે તાડી ૧॥ શેર પીવી.

## તાંદરજાની ભાજી.

ક. રગતપીટ--રગતપીટ માટે તાંદરજાની ભાજીનો રસ અને ઘી સંભાગે ઉકાળી પાણી બળી જાય ને ઘી રહે તે ચાંઠાપર લગાડે.

ખ. પરમો થયો હોય ને લોહી જાય તેનો એલાજ--તાંદરજાની ભાજીના મુળનો રસ ખાંડ સાથે ખાવો. ઉતરાણનું મુળીયું ચોખાના ધુણ સાથે મેળવીને પીવું.

ગ. કોઇબી જાતનું ઝેર ઉતરે--તાંદરજાની ભાજીનો રસ પીવામાં લેવા થી કોઇબી જાતનું ઝેર ઉતરે છે.

---

## ત્રીકટુ.

ઘ. બેસુધી માટે--મરી, સુંઠ, પીપળ સરખે ભાગે મેળવી, એનો બારીક ભુકો, કાગળની નળીમાં ભરી નાકમાં ફુંકવાથી બેસુધ માણસ હોશીયાર થાય છે.

---

## ત્રીફળા.

ચ. ટાઢીયા તાવ માટે સસ્તી દવા--ત્રીફળા તોલો ૧, પાણી તોલા ૨૦ માં ઉકાળો કરી તેમાંથી તોલા ૨॥ તાવ આવવા પહેલાં પાઇ દેવું.

છ. કમળા માટે—૪ તોલા ત્રીફળને બશેર પાણીમાં ઉકાળી, પાણી દોઢ પાસેર રાખી તેમાંથી ૨॥ તોલા દીવસમાં ત્રણવાર પીવાથી કમળો સારો થાય છે.

જ. શરીર નીરોગી રાખવા માટે નીચલા ઉપાયો કરવા:—

હરડેબેરાં અને આમળાનો સંભાગે ભુકો કરી એનું સેવન એક વરસ સુધી ચાલુ રાખવાથી શરીરે રોગ થતો નથી.

ત્રીફળ અને જેઠીમધ સંભાગે અકેક તોલો મેળવી તેનાં પડીકાં આઠ કરવાં અને તેમાંનું ૧ ભુખે પેટે દુધ, ઘી, અથવા મધ સાથે લેવું. એક વરસ સેવન કરવું.

ત્રીફળ તોલો ૦। ઘી તોલો ૦॥ સવારે રોજ ખાવું.

ત્રીફળ અને પીપળ સંભાગે મેળવી ૦। તોલો ઘી સાથે લેવું.

## તુંમડી.

તુંમડી–તુંમડી પાતાળ, ગુચ્છી, લચ્છી, વાંદરાની ટોપી, કુગ, ફનજી-ભુંટુંબી--નાગટુંબી--આ ચીજ વેરાવલ તાબે પાટણમાં ઘણી મળેછે.

ક. ઝેર—દરેક જાતના ઝેર માટે આ લચ્છી પાણી સાથ પીવામાં ઘણો ફાયદો છે.

ખ. ધાતુપુષ્ટ, શકતી લાવનાર, ઝાડો લાવનાર, સરદીને દુર કરનાર, બકવા સનેપાટને દુર કરનાર—આ બધાં દરદો માટે તુમડી પાણી સાથ લેવાથી ઘણો ફાયદો થાય છે.

---

## તુરીઉં કડવું.

ગ. કમળો તથા બલોર મટે—તુરીઉં કડવું–કડવી ઘીસોડી–એના બી દુધીના જેવાં થાય છે. એના સુકા ગરને પાણીમાં ભીંજવી તેના ટીપાં ચાર પાંચ નાકમાં મુકે છે તો, કમળો તથા બલોર મટી જાય છે એનાં સુકાં બી વામીટ અને ઝાહડો લાવે છે. એ ઘણાં આકળાં છે.

ઘ. માથું દુખતું નરમ પડે--કાચા તુરીઆનો રસ ગરમ કરી માથે લગાડે તો માથું દુખતું નરમ પડે છે.

ચ. સુકું કડવું તુરીઉ. ઝેરી છે. ના ઇંચ જેટલાં પાણીમાં ભીંજવી, એક રાત રાખી, સહવારે પીવાથી ઝાડડો ઉલટી થાય છે. ચીકાસ, મીઠું, હલદર ખાવાં નહીં. દુધને રોટલો ખાવો.

છ. કમળો નરમ પડે--કડવાં તુરીઆંનો ગર, પાણીમાં ભીંજવી તેના ચાર ટીપાં નાકમાં નાખવાથી નાક વાટે પીળું પાણી ગળીને, કમળો નરમ પડે છે. જરૂર હોય તો ત્રણ દીવસ ટીપાં નાંખવાં. ટીપાં નાખ્યા પછી એક કલાકે, ખીચડીને ઘી ખાવું.

કડવું તુરીઉં–કરૂસીરવળ–પીટફળ એકજ છે. રોડકી–ડોળકી, ઘીસોડી, ગળકા કડવા, દુધી, તુમડી કડવી આ દરેક ચીજ કડવી હોય ત્યારે તેનો ગુણ એક સરખો છે. આ ચીજોનો લીલો રસ અથવા સુકા ગરને પાણીમાં પળાલી કાઢેલા રસનાં દસ દસ

ટીપાં નાકમાં મુકવાં અથવા ચટાડવાં અથવા આ ફળોનું બારીક ચુરણ રતી એક સુંઘાડવું તેથી પીટ, ઝરે છે. આ નાસીકા રેચ બંધ કરવો હોય તો ઘી સુંઘવું- નાકમાં ટીપાં મુકવા પહેલાં ઘી ચાટવું જેથી ગળામાં ચણચણાત લાગે નહીં.

ક. હુમેલવાળી સ્ત્રીને પેટમાં દુખાવો થાય તો તુરીઆનું ફુલ ૧ પાણી સાથે વાટીને ખવાડે. ફુલ ન મળે તો મુળીયું ઘસીને પીવાડે.

---

## તુવરની દાળ.

ખ. ઉંદરી માથા ઉપરની મટે—તુવરની દાળનો કોયલો તથા ગળી સંભાગે લેવી તેને કોપરેલ સાથ મેળવી કાંસાની થાળીમાં મુકીને કાંસાના વાટકાથી બહુ મસળવું અને પછી માથે લગાડવું.

---

## તુળસી.

ગ. આધાસીસી માટે તુળસીનાં પાતરાંનો રસ ટીપાં ૩ નાકમાં મેળવાં.

ઘ. ઘાત જતી બંધ પડે--તુળસીનાં બી ૧ પઇસાભાર ખાવાં. ખાટું ખોરૂ ખાવું નહીં.

ચ. ટાઢીઆ તાવો અટકે--તાવ આવવા પહેળાં તુલસીનાં પાતરાંનો રસ ૨ તોલા પીવો, સાથે મરી તોલો ૦ા લેવો.

છ. કાળો કોઢ--તુળસીનાં પાતરાં સુકાં વાટીને ચોપડવાં.

જ. બદ, કાખબલાઇ--તુલસીના પાતરાં, દીવેલની કુપળ વાટીને ઉની પોટીસ મુકે તો બદ તથા કાખબલાઇ પીગળી જાય.

ઝ. હરસના દરદ માટે જંગલી તુળસી દહી સાથે ૭ દીવસ ખાવામાં લે છે.

ટ. કરોળીઓ —તુલસીના છોડને વળગેલી મટોડી પાણી સાથ મેળવીને લગાડે તો શરીર ઉપરનો કરોળીઓ સારો થાય.

ઠ. માથાનો દુખાવો નરમ પડે--તુળસીના પાતરાંની લેપડી કરી માંથે મુકે તે સુકાય ત્યારે દુખતું માથું નરમ પડે. આ ઉપાય ઘણો જાણીતો છે.

ડ. ઉલટી અથવા ઓકારી--તુલસીનો રસ ૦ા તોલો ગોપીચંદન બેઆની

ભાર મેળવી પાવાથી ઉલટી મટશે.

ક તાવ (ઇનટરમીટંટ) માટે ૦ાા તોલો મરી તુલસીના રસ સાથે આપે છે.

ખ આધાસીસી માટે—તુલસીના પાતરાં ૩ મરીના દાણા ૩ એ બંનેને છુંદી જીના કપડામાં મુકી પોટલી કરવી તે પોટલી પાણીમાં બોળીને સુંઘવી.

ગ દાંત કળે—તુળસીના પાતરાંને છુંડીને કુળીજન અને લવંગ સાથે મેળવીને દાંતપર મુકવું.

ઘ. તાવ ઉતારવા માટે—તુળસીના પાનના રસમાં ૨ વાલ મરી મેળવી ખાવાં.

ચ. પુષ્ટી આવે-નબળાઇ મટે—કાળી તુળસીના બી ૦ાા શેર, ગોળ ૦ાા શેર મેળવી રાખે. તેમાંથી ૧ તોલો રોજ સહવારે ખાઇ દુધ પીવું.

છ. આધાસીસી મટે—તુલસી અને ધતુરાના પાતરાંનો રસ સંભાગે મેળવીને સુંઘે તો તત્કાળ માથું ઉતરે છે.

---

## ત્રેગેકંઠ-કતીરા--કદઇઓ ગુંદર.

જ. છાતીનો અને ગળાંનો ચીકણો બલગમ કાઢે છે. ફેફસાનાં અને ફુકાના જખમને ફાયદો આપે છે.

---

## થુવર કંટારીઓ.

થુવરની જાતો—દાંડળીઓ (ખરસાણીઓ) ભુંગળીઓ, હાથલો, ત્રીધારો અને ચોધારો એટલી જાતના થુવરો છે.

ઝ. કંટારીઓ થુવર પાંચ ખાંચાવાળો છે અને તેના પાતરાં માણસની જીભના આકારના છે એનું દુધ ઘણું ગરમ અને ચીકાસવાળું છે. ગુંદર તરીકે કાગળ વળગાડવામાં ચાલે છે. એનું દુધ સુકાઇને કટકા બને છે, તે જુલાબ માટે ખાવામાં અપાય છે, શરીરે ચોપડવાથી ચામડી લાલ થાય છે.

ટ. આફ્રો—ઘણું ખાધાથી આફરો થાય ત્યારે થુવરનું દુધ પાપડ ઉપર ચોપડી, તે ભુંજીને દરદીને ખવાડે તો ઝાહાડો પુષ્કળ આવે અને

આરામ થાય.

ક. ટાંકીવાળા દરદી--જેને ટાંકી ફુટી નીકળી હોય તેને આ દુધ મધ સાથે મેળવી ખવાડે છે.

ખ. સાંધા અડી ગયા હોય તો થુવરનું દુધ અને લીમડાનું તેલ મેળવીને લગાડે છે.

ગ. સાંપનું ઝેર—આ થુવરને મન સાસજી એટલે સાંપનો ખુદા કરીને કહે છે. કેટલાક લોકો સાંપ ન કરડે માટે થુવરની માનતા લે છે એટલે આ ઝાહાડ આગલ જઇ બોલે છે જે "મને સાપના ડંખથી બચાવો" આ અસલ રીવાજને ટેકો મળે છે. કારણ કે દેશી વઇદુ આ થુવરના મુળને સાપના ઝેરના ઉપાય તરીકે ઓળખાવેછે.

થુવરના ઝીણાં કાંટા શરીરે લાગે ત્યારે કીડ ઘણી થાય છે ત્યારે તે જગાએ છાણુ ચોપડવામાં આવે છે, અથવા અંધેડાના પાન ચાવવાથી તે કાંટા ખરી પડે છે.

ઘ. દાંતના દુખાવા માટે—આ થુવરના સુકાં દુધને પોટલીમાં બાંધી પાણીમાં બોળી તે પોટલી દાંત ઉપર મુકે છે.

ચ વીંછીના ડંખ માટે—અફીણુ અને હળદરને થુવરના દુધમાં ગોળી બનાવી તે ગોળી ડંખ ઉપર મુકવી.

છ દમ, ક્ષય, હાર્ટ ડીઝીઝ—માટે થુવરનું દુધ વાલ ૨ ગોળ સાથે ખાવું.

જ નસોની નબળાઇ માટે—કંટાળા થુવરના દુધમાં કપડું ૭ વાર ભીંજવવું, એવા સાત પત દેવા. લોઢાની કડછીમાં ઘી ગરમ કરી લુગડું તેમાં બોળી તેની પટી ૨૧ દીવસ સુધી નસપર બાંધવી, જગા લાલ થવાનો સંભવ છે; બ્લીસતર ઉઠે એટલીવાર રાખવું નહીં. જો બલીસ્તર ઉઠે તો ગાયના ઘીમાં હીરાદખન અને સફેતો મેળવી મલમ કરી લગાડવો.

ઝ. નારગોર માટે—કંટારા થુવરના દુધમાં બાજરીના આટાની ગોળી વાળીને આપે તો પેટ આવે. (ગમ રકેમોનાઇનું કામ એ કરેછે.)

હાંફણુ જાય—૦ા શેર મરીને થુવર ખરસાણીના દુધમાં ડુબતાં રાખી કાદવની કુલ્લડીમાં મુકી તે કપડછંડ કરી ચુલાની નીચે ૭ દીન

મુકવું તેમાંથી ૧ મરી પેહેલે દીવસે લેવું, પછી એકેક મરી ચઢતું રોજ વધારયા જવું.

થુવર દાંડળીઓ દવામાં વપરાય છે.

ક. કફ પોચો પડી બહાર નીકળે—દાંડળીઆ થુવરની રાખ ૧ વાલ અદુસાના પાનના રસમાં દીવસમાં ત્રણવાર આપવી.

ખ. આંધીવાયુ, ગરમીના દરદ પછી હાડકાં દુખે તેનો ઇલાજ—થુવરનું દુધ ૩ દીવસને આંતરે ૪વાર મારવું તેથી બલીસતર ઉઠે અને દરદ મટે. એક કે બે વાર દુધ મારવાથી ગુણ જણાતો નથી.

ગ. ખરજવું—થુવરનું દુધ ખરજવાંને લગાડે તો તે પાકે અને પછી સારૂં થાય, દુધ સખત પડે, અકળામણ થાય તો ઘી ચોપડવું. દુધને સુકવી. ગુંદરના આકારમાં રાખી વાપરી શકાય છે.

ઘ દરાજ, ખુજળી મટે—દાંડીઆ થુવરની સુકી ડાળી, આંકડાના પાતરાં, પોસડોડો, સંભાગે બાળી, રાખ કરીને દીવેલમાં મેળવી ચોપડવું. તડકે બેસવું અને ગરમ પાણીએ નાહવું.

ચ. હરસ મુળમાંથી ખરી પડે--થુવરનું દુધ મસા ઉપર લગાડવાથી હરસ નીકળી પડે.

છ ખરફસું—દાંડીઆ થુવરની રાખ પાણી સાથે લગાડવી.

જ થુવરના ઝાડને સંસ્કીતમાં સીહુન્ડ અથવા સેહુન્ડ કહે છે, થુવરનું દુધ આંખમાં જાય તો આંખ દીન ૩ રતાસવાળી રહે પણ આંખમાં ઘી આંજે તો રતાસ મટે છે. એવું સમજવામાં આવે છે કે સીંહન પ્રાણીનું દુધ આંખમાં આંજે તો ફુલું કાપે. પણ તે દુધ સીંહન પ્રાણીનું નહીં પણ સીહુન્ડ એટલે દાંડીઆ થુવરનું દુધ હશે.

ઝ થુવર પાક—થુવર હાથલા-પંજાવાલો તેના લાલ પાકટ દીડવાના રસને સાકર સાથે સીરો બનાવી ચણાના લોટને ઘીમાં તળીને તેમાં મેળવવો કેસર, એલચી, બદામ ફાવે તો નાંખવું.

ટ વીરયનો બંધેજ કરે, ખાંસી હાફણુ મટાડે, શરીરમાં ગરમી લાવે--થુવરના લાલ દીડવાનું સરબત ઉપલો ગુણ ધરાવે છે.

થુવર ખરસાંની-દાદળીઓ, નેતરીઓ, રાણુશીર આ જાતનો થુવર દવાના કામમાં વધુ વપરાય છે.

કંટારીઆ થુવરના દુધની માફકજ આ થુવરનું દુધ દવા તરીકે કામ કરે છે.

ક. ભગંદર માટે—આ થુવરનું દુધ અને આંકડાનું દુધ મેળવીને ભગંદરમાં મુકે તો રૂઝ આવે અંદર નહીં જઈ શકે તો પાણી સાથે મેળવીને પાતળું કરીને જખમમાં મુકે.

થુવર ફાફરીઓ, પંજાવાળો, કાંટાવાળો, નીવદુંગ.

ખ. ખાંસી માટે—ઉપર બતાવેલા થુવરનો ૧ કટકો ભેભટમાં ભુંજી તેનો રસ કાઢી અઢી તોલા રસ રોજ સવારે પીવો.

ખાંસી, હાંફણુ—આ થુવરના લાલ દીંડવા એ ભેભટમાં ભુંજી ખાય તો ખાંસી નરમ પડે.

ગ. આ થુવરના જીણા બેમાલમ, કાંટા શરીરને વળગે તો કવચની માફક કરડી ખાય છે, તે માટે છાણુ કીડવાળી જગાએ ચોપડવું અથવા અધેડાના ૨ પાન ચાવવાથી તે ખરી પડે છે.

ઘ. નાસુર—નાસુરવાળાં દરદીને થુવર કનટાસરાનો સુકો ગર હુકામાં રોજ સવારમાં પીવાડવો.

ચ. ગુલમ વાયુ—ગોળો પેટમાં દોડતો ફરે તે માટે થુવર કંટારીઆના પાતરાં શેર ૧, હળદર શેર ૦।, રાઇ દરેલી શેર ૦।, સીંધવ શેર ૦। એના અચાર બનાવી ખાવામાં લે છે.

છ. જળંદર—જળંદરના દરદમાં રેચ લાવવા માટે થુવર કંટાળો જાડી દાંડીવાળાનું દુધ ૩ વાલ ખવાડે છે.

જ. સાંપનો દંખ—સાંપના દંખ માટે થુઅરના મુળ અને મરી સંભાગે ખવાડે છે.

---

## દરાખ.

૧. ખીલ મટે—ખીલ માટે દરાખના ઝાડને બાળી રાખ, સરકા સાથે મેળવી ચોપડવી.

ક. તરસ મટાડે છે, મોંઢાનો કડવાસ કાપે છે, ઝાડો લાવે છે—કાળી દરાખ ખાવાથી તથા તેનું સરબત પીવાથી ઉપલી અસર થાયછે. દરાખ વાપ ડતાં તેના ઠરીઆ હમેશાં કાહડી નાખવા જોઇએ.

ખ. હરસનું લોહી—લોહી હરસનું નીકળે અથવા બીજી જગાએથી નીકળે તો કાળી દરાખ તો૦ ૦ાા, દુધ તોલા ૨૦, પાણી તોલા ૨૦ ઉકાળી દીવસમાં બેવાર પીવું.

ગ. રકતપીત (નાકમાંથી લોહીનું નીકળવું)—લીલી દરાખના ટીપાં ૧૨ નાકમાં નાખવાં. તથા સુકી દરાખ પાણી સાથે મેળવી ૧૨ ટીપાં નાખવાં.

ઘ. દરાખનો અસ્વ બનાવવાની રીત—કાળી દરાખ શેર ૫ લેવી, પાણી શેર પચાસ લેવું તેને મેળવી ઉકાળી બાળીને શેર પચીસ પાણી રાખવું. તેમાં ગોળ શેર વીસ નાખી મેળવવું તેમાં નીચે મુજબ મસાળો છુંદીને નાખવો.

તજ, તમાલપત્ર, એલચી, નાગ કેસર, પીપર, મરી દરેક ૪ તોલા, ધાવડીના કુલ ૫૦. ૧ બાટલીમાં ભરી તડકે ૧ માસ સુધી મુકવું. પછી બાટલીઓ ભરવી. મંદ અગ્ની, પેટનો વાયુ, ચુંક, ઝાડાનો કબજો એટલાં દરદ માટે એ અસ્વ ઉપયોગી છે.

ચ. અસ્વ કોઇબી વસાણાનો બનાવવો હોય તે નીચે મુજબ છેઃ—

તે વસાણાનો ઉકાળો શેર ૫, મધ શેર ૬ા, ગોળ શેર ૧૨ાા, પાણી શેર ૩૨. એને મેળવી બરણીમાં પેક કરી તડકે અને ઠારમાં ૧ માસ રાખી પછી બાટલીઓ ભરવી. (ધરવઇદું પાને ૧૯૯).

---

## દાડમ.

છ. આંખની ગરમી કપાય—દાડમના દાણાનો રસ આંખમાં મુકવાથી ગરમી કપાય છે.

જ. ખાંસી, મરડો—ખાંસી તથા મરડા માટે દાડમની છાળ ખાવામાં અ પાય છે.

---

## દાડમડીનું ઝાડ

ક. કરમ--બચ્ચાંને કરમ થયા હોય તો દાડમડીના ફુલને પાણીમાં વાટી પાવામાં આવે છે.

ખ. દાંત દુખે તે માટે--દાડમના પાતરાં ૦। તોલો ચાવવાં; મોંઢામાં તેનો રસ એકઠો થાય તે ફુકી નાખવો. રસ ગળી જવો નહીં.

---

## દામર. પાતળો (તાર).

ગ. ખરફસું--ફટકડીના અથવા મોરથુથુના પાણીથી જગા બે ત્રણ વાર ધોવી, તે જગા સુકાયને ઉપર દામર ચોપડવો અને તે ઉપર અડાયાંની રાખ ચોપડવી. પોપરો લઇનેજ ઉઠે છે. ઘણો અજમાવેલો છે.

---

## દારૂ.

ઘ. પીધેલા દારૂનો વાસ મોંમાંથી નીકળતો બંધ થાય--ઉપલેટ,એલચી, ધોળો વાળો, જેઠીમધ, સરખે ભાગે પાનના રસમાં ગોળી કરી તે ગોળી મોંઢામાં રાખવી એથી દારૂનો વાસ મોઢાંમાંથી બહાર આવે નહીં.

ચ. દારૂનો મસાલો--દારૂ મણ ૧, તજ તોલા ૬, ગુલાબના ફુલ શેર ૦।, કુદનો શેર ૦।, પાનની જડ તોલા ૬, ખસખસ તોલા ૪, બકરાની સુડી આખી કાચી ૧, આ સઘળાને ભઠીમાં પેક કરી આખી રાત રાખી સહવારે ભઠી સળગાવી દારૂ કાઢવો.

છ દારૂ મસાલેદાર, મહુડાંનો વાસ નીકળી જાય અને દારૂ સુધરે--બાદીઆન, એલચી, ધાણા દરેક તોલો ૧, કેસર તોલો ૦।, કસ્તુરી ૧ વાલ, જેઠીમધ ૨ તોલા, શાકેર શેર ૦॥, દારૂ ૧ ગ્યાલન, સાત દીવસ ભીંજવી રાખવું. અને દરરોજ હલાવવું.

જ. દેશી દારૂનો મસાલો---કેરવે (કેરવાસી, બીસકીટમાં નાખે છે તે) તોલો ૧।, એલચી તોલા બે, કીરમજ સારી જાતની તોલો ૦॥, જેઠીમધનું સુળીચું તોલો ૧, ગોળ શેર ૦॥, દારૂ ૧ ગેલન.

કેરવાસી ગરમ કરવી, એલચી ગરમ કરી છોળતાં કાઢી નાખવાં.

દરેક વસાણું ખોખરૂં કરી, ગોળ સાથ મેળવી મલમલના લુગડામાં પોટલી બનાવી તે પોટલી દારૂમાં તરતી રાખવી. પાંચ દીવસ પછી પોટલી કહાડી લેવી. વધુ વખત રહે તો અડચણ નથી. દારૂમાંથી મહુડાંનો ખરાબ વાસ તથા પાણી પાવાનો અવગુણ નીકળી જશે. દારૂ જેમ જુનો થશે તેમ સ્વાદમાં વધશે.

---

## દારૂડીઓ—દારૂડી—સત્યાનાસી.

ક. આંખનું અંજન—દારૂડીના છોડનો રસ ૧ તોલો, સુરમો કાળો તોલો ૦૧, કાળાં મરી ૧૧ દાણા, ૩ કલાક ખરળ કરી સીસીમાં ભરવું.

ખ. આંખનું અંજન—દારૂડીનો રસ, એટલુંજ ઘી, કલાક ૬ ઘુંટવું અને અંજન તરીકે વાપરવું.

ગ લોહી વીકાર, તથા ગરમી માટે દારૂડીનો રસ, સરપંખાનો રસ, મધ દરેક બે તોલા ૨૧ દીવસ પીએ તો લોહી વીકાર અને ગરમી મટી જાય.

ઘ. વીરયનો વધારો, શરીરમાં કઉતી—દારૂડીની છાલનો રસ તોલા ૪૦ શાકેર તોલા ૨૦, કેસર માસા ૪, જાયફળ તો. ૦।।, કેવડાનું પાણી તોલા ૨૦, એનુ સરબત કરી ૧ તોલો સરબત ને દુધ ૦।। શેર સાથે પીવું.

---

## દારૂડીઓ—નાગધતુરો.

દારૂડી—નાગ ધતુરાનો છોડ ચોમાસામાં થાય છે; ફુળ પીળાં છે, ડોડવા એરનદીના જેવા છે, પાન મુળાના જેવાંછે, બી બંદુકના દારૂના જેવાં છે, આખે છોડે કાંટા હોય છે.

ચ. ચાંદા—એના રસથી ન રૂઝાતાં ચાંદાં જલદી સાફ થાય છે.

આયોદોફારમ—એના રસને સુકવી ભુકો કરવાથી અંગ્રેજી આયોદોફારમના જેવો રંગ, વાસ અને ગુણ થાય છે.

છ. સફેદ ચાઠાં—સફેદ કોહોડ સીવાય શરીરના બીજાં સફેદ ચાઠાં ઉપર

આ છોડનો રસ ચોપડવાથી ચામડીનો અસલ રંગ આવે છે.

---

## દીકામાલી

ક. જીવડાં નીકળે—કોહવાટવાળાં ગુમડાં ઉપર દીકામાલીની શાખ મુકે તો અંદરના જીવડાં નીકળી પડે.

ખ માંખી, જીવ જંતુ—કોહેલા શરીરના ભાગ આગળ દીકાંમાલી પાણીમાં ઘસી લગાડે અથવા એનો ઉકાલો કરી તે દરદવાળા ભાગને ધુવે તો માંખી તે દરદ ઉપર બેસે નહી અને તે કોહવાટવાળા ભાગ ઉપર જીવ જંતુ પાકે નહી.

ગ. ચોમાસાની રૂતુમાં માખીનો ઉપદ્રવ બહુ થાય છે તે વેળા દીકામાલીનો ઉકાલો છાંટવાથી માંખીનું જોર નરમ પડે છે.

---

## દીનદોરી

ઘ. કમળા માટે—દીનદોરીના પાતરાનો રસ ૯ ટાંક, દહી શેર ૦ાા સાથે દીન ૩ ખાવો.

---

## દીવેલ

ચ. ગમગીની દુર થાય—કોઇ માણસ કોઇ ચોકસ બાબત અથવા આફત ઉપર વીચાર કરયા કરે અને દીલમાંથી દલગીરી કાઢે નહીં તેવા માણસને નીચલી દવા પાવી.

છ. જુનું વાસ મારતું દીવેલ ૦ાા તોલો, જુલાબનું મીઠુ ૦ાા તોલો, પાણી ૨ તોલા, આ ત્રણ ચીજો મેળવીને પાવી. એના ઓટકારમાં એવો વાસ નીકળયા કરશે જે તે વાસજ તેને યાદ આવશે અને આખો વખત મન ઉપર અસર કરશે તેથી પેલી અસલ આફત તદન ભુલી જવાશે. કારણ કે નાહના પ્રકારનાં દુખો મોટાં દુખો આવવાથી ભુલી જવાય છે.

સંધીવાથી ખાટલે પડેલો અને ચાલી ન શકાય એવો એક દરદી ઘરમાં લાગેલી આગથી બળી જતાં બચવા માટે ખાટલા ઉપર

થી ઉઠી ચાલીને નાસી ગયલો એવો દાખલો બનેલો છે.

ક. જુલાબ બચ્ચાંનો—દીવેલ અને મધ મેળવી ચટાડવું.

ખ. કાનમાંથી પરૂં નીકળે બચ્ચાંને—તો દીવેલ અને મધ દર ત્રીજે દીવસે આપવું. બે જુલાબ થાય એટલુંજ દીવેલ આપવું.

ગ. કાનમાં જનાવર તથા મચ્છર ભરાયું હોય તો દીવેલ અથવા તેલ જરા ગરમ કરીને કુકું કાનમાં નાખવું તેથી ગુંગળાઇને જાનવર મરી જશે અને મેળ સાથે બહાર નીકળશે.

ઘ. ઉંદરના ડંખ ઉપર દીવેલ લગાડવું.

ચ. ઉંદરના ઝેર ઉપર દીવેલ લગાડવું.

છ. બચ્ચું બેશુધ થાય છે કોઇવાર ઝાડો બંધ હોવાને લીધે—ત્યારે કપડાંથી ગાળેલી કાંજીની દીવેલની સાથે પીચકારી મારવી.

જ. જળંદર માટે દીવેલ તોલા ૩ બકરીના દુધ સાથે ચાર માસ સુધી પીવું

ઝ. મરડો—મરડા ઉપર અકસીર ઇલાજ દીવેલ છે. આંતરડાંનો કચરો કાઢી નાખી મરડો સાફ કરે છે. દીવેલનો જુલાબ બચ્ચાંને નીરભયપણે અપાય છે. સાથે આદુનો રસ નાખે તો ઠંડો પડે નહીં.

ટ. પઠારીમાં પડી રહેવાથી પડેલાં ઘારાં—ઘારાં ઉપર દીવેલના પોતાં મુકવાથી રૂઝ આવે છે.

ઠ દરાઝ તથા ખુજલી માટે તેલ—દીવેલ શેર ૦ા ઉકાળવું તેમાં આંકડાનું એક પાતરૂં નાખવું તે તળાઇ રહેને બીજું નાખવું. એ મુજબ ૨૧ પાતરાં નાખવાં જયારે પાતરાં બળી જાય ત્યારે તેલ નીચે ઉતારી અંદર ૦ા તોલો મનસાલ મેળવીને વાપરવું. દરાઝ અને ખુજળી બે દીવસમાં સારી થાય છે.

ડ. આંખની ગરમી કાપે—માથું બોરાવ્યા પછી દીવેલાના પાતરાં ૨ માથે બાંધે. દરરોજ બાંધે તો ગરમી ચુસી લે છે. માથાના બાળ મોટા હોય તો ગુણ લાગે નહીં.

ઢ. અતીસાર, મરડો, આફરો—આ માટે દીવેલ ઘણું અકસીર છે. બચ્ચાંઓને તે ઘણું ફાયદાકારક છે.

ક. ઝાહાડાના ઉપાય—કોઇ દરદીને ઝાહાડા રોજ થતા હોય તેને માટે નીચલો સહેલો ઉપાય છે:—

દીવેલ જુલાબનું ૦ાા તોલો, નારંગીનો રસ ૧૦ તોલા આ બંધેને મેળવવું તેમાંથી એક ચમચી પાણી વગર પીવું. દીવસમાં ૪ વાર પીવું. જરૂર જોઇને અકેક કલાકે પીવું.

---

## દુધ.

ખ. દુધ સ્ત્રીનું બચ્ચાંઓ માટે ઘણું ઉત્તમ છે. કારણ તે પાતળું, ઓછા ચીકાસવાળું અને જલદી જરપત થઇ શકે તેવું છે.

ગ. દુધ ગાયનું—બીજાં જાનવરોના દુધ કરતાં ગાયનું દુધ બચ્ચાં માટે પાતળું, હલકું અને ઓછા ચીકાસવાળું છે તેથી તે જલદી પચી શકે છે. મરદની ધાત વધારવાનો ગુણ એમાં છે.

ઘ. દુધ ભેંસનું—ભારે છે બચ્ચાંને જરપત થઇ શકતું નથી.

ચ. ઉંઘ—રાતરે સુતી વેળા ભેંસનું દુધ ગરમ કરી તેમાં જાયફળની ભુકી નાખી પીએ તો ઉંઘ શાંતીથી આવે છે.

છ. પુરૂષાતન—દુધ બકરીનું શકતી આપનારૂં, વીરય વધારનારૂં અને ભુખ લગાડનારૂં છે. જો સુનામખીની ફાકી સાથ આ દુધ રોજ પીવામાં આવે તો પુરૂષાતન ઘણું વધે છે.

દુધ થાનમાંથી પીવાય તે ગુણ વધુ કરે છે. સ્ત્રીનું દુધ બહાર કાઢી બચ્ચાંને પીવાડે તો ગુણ ઘણો ઓછો આપે.

ચીના ડાકટરો બહુ ખવાયલા અને નબળા દરદીઓને સ્ત્રીઓને ધાવવાની ભલામણ કરે છે. આ અખતરો વીલાયતના ડાકટરોએ અજમાવેલો તેમાં ઘણો ફાયદો જણાય છે.

જ. ખહી—ખહીવાળો એક દરદી સ્ત્રીને ધાવવાથી સારો થયલો એવો દાખલો બહાર પડયો છે.

દુધ થાનમાં બંધાય અને ગાંઠ થાય ત્યારે છાતી સેકીને અંદરનું દુધ પાતળું કરી તે વીલાયતી સાંચા (બ્રેસ્ટ ડ્રાએર) થી દુધ ખેંચે છે.

અસલ દેશી ઇલાજ સસ્તો અને સેહેલો એ છે જે થાનને ગરમ કરી અંદરનું દુધ પાતળું કરવું પછી ૧ બાટલીની અંદર ગરમ પાણી નાખીને બાટલી તરત ખાલી કરવી, તે બાટલીના મોંઢામાં સ્ત્રીની છાતીની બોટરી દાબી રાખવી. બાટલીમાં વેકયુમ થવાથી દુધ ખેંચાઇ આવે છે.

ક. બચ્ચાંને દુધ જરપત થતું ન હોય તો દુધમાં ત્રીજે ભાગે પાણી નાખીને ગરમ કરવું. અંદર સુવાનું પાણી તથા ચુનાનું પાણી નાખવું. સુવાનું પાણી અને ચુનાનું પાણી ઘરમાં તાજું બનાવીને આપવામાં ઘણો ફાયદો છે.

ખ. દુધને ખાટું થતું અટકાવવા માટે નીચે મુજબ છેઃ—એક શેર દુધમાં ૦॥ તોલો સોદાબાઈ કારબન નાખવો, એક શેર દુધમાં સોદા બેનજોએટ ૨ વાલ નાખવો, એક શેર દુધમાં ૨ વાલ ટંકનખાર નાંખવો. આ ઇલાજથી દુધ ઘણો વખત પીવા લાયક રહી શકે.

ગ. દુધ બચાં માટે—બચ્ચાંઓ માટે દુધ ગરમ કરવાની રીત હાલમાં નીચે મુજબ ચાલે છેઃ—સોજું પાણી વગરનું દુધ પસંદ કરી તેને સારી પેઠે ઉકાલ્યા પછી બચ્ચાંને પીવાડવામાં આવે છે.

ઘ દુધ ઉકાળવામાં પાણી દુધમાંથી ઓછું થાય છે અને તે ઉકાળેલું દુધ જાડુ થાય છે એટલે તેમાં ચીકાસનું પ્રમાણ વધે છે. આવી રીતે ઉકાળેલું દુધ નબળાં બચ્ચાંને જરપત થઇ શકે નહીં અને ભારે પડે છે. માટે દેશી વઈદું ભલામણ કરે છે કે બચ્ચાં માટે દુધ ગરમ કરો તેમાં વધુ પાણી નાખીને પાતલું કરો, અને ગરમ એટલુંજ કરવું કે દુધની અંદર ઉત્પન થયલાં જીવડાં મરણ પામે. દેશી વઇદાંને આધારે જો બચ્ચાંઓને દુધ પાવામાં આવે તો મેલીન્સફુડ અને દુધના દબાની જરૂર પડે નહીં.

ચ. દુધ સ્ત્રીના થાનમાં વધે—સતાવરીને દુધમાં વાટીને પીવી. સુવા તથા કોપરૂં ઘીનો પટ દઈને ગરમ કરી રોજ ખાવાથી સ્ત્રીના થાનમાં દુધ વધે છે. દુધની સાથ ૪ લીમડી પીપળ મેળવી પીવું.

છ. ચરબી વધે--શરીરમાં ચરબીનો વધારો કરવા માટે જાનવરની ચરબી

૦। તોલો અથવા ૦॥ તોલો દુધ શેર ૧ માં ઉકાળવી અને સારી પેઠે હલાવીને દુધ સાથે મેળવીને તે દુધ રોજ પીવું.

ક. માખણ દુધમાંથી બને છે. ગાયનું માખણ અને ઘી દવામાં ઘણું વપરાય છે. તે ખાત્રીપુરવક ઘરમાં બનાવવાની રીતઃ--૧ બાટલી દોઢ શેરીઆમાં ૧ શેર દુધ નાખી ૦। કલાક હલાવવાથી માખણ ઉપર તરી આવે છે અને તેને ગરમ કરે તો ઘી થાય છે. આ ઘી નાકમાં મુકવાથી માથું દુખતું નરમ પડે છે.

લુણો દીવાલે લાગ્યો હોય તો તે ભાગ ઓખવી નાખી નીચે મુજબ લગાડવુંઃ—પાણી જેમાં ૧ ટકો એસીદ મ્યુરેટીક મેળવેલું હોય તે પાણીથી દીવાલને બહુ પચાવવી. ૪–૫ વાર તે પાણી પચાવવું. પછી નીચે મુજબ પાતલું લગાડવુંઃ—ચુનાની ફાંક તાજી બનાવેલી શેર ૧, સીમીટ શેર ૧, દુધ શેર ૧, પાણી જેટલું ખપે એટલું આ લગાડવાથી લુણો બંધ પડે.

દુધ ચોખું શેર ૧ માંથી નવટાંક માંખણ નીકળે છે.

ખ. ઉંઘ આવે—જે તંદુરસ્ત માણસને રાત્રે ઉંઘ ન આવે તેણે રાતરે સુતી વેળા ભેંસનું દુધ ગરમ પીવું, અંદર જાયફળ નાખવું.

ગ. આધાસીસી મટે--દુધ સાકેરને બદામની ખીર ખાવી.

ઘ. મુત્ર કચ્છ મટે--દુધમાં ગોળ મેળવીને પીવું.

ચ. હાડકું ભાંગે--હાડકું ભાંગે ત્યારે ગરમ દુધ, સાકર, ઘી, લાખનો ભુકો મેળવીને પીવો. આથી હાડકું જલદી સંધાય.

છ. સળેખમ--સળેખમ માટે દુધ, સાકર, મરી ગરમ કરી પીવું.

જ. વીરયની વૃદ્ધી--ગરમ દુધ, સાકર સાથ ઘી મેળવી પીવું એના જેવો ધાતુપુષ્ટી માટે ઉપાય બીજો કોઇ સારો નથી.

ઝ. પીસાબ છુટે--દુધ, પાણી સંભાગે મેળવી પીવું.

ટ. દુધ બચ્ચાંને ટકે નહીં તો લાઇમ વાટર, ચુનાનું નીતરૂં પાણી મેળવીને પાવું, ફાયદો ન જણાય તો લાઇમ વાટર પ્રમાણમાં વધારે લેવું. અને એ ઉપાયને વળગીને રહેવું. બચ્ચાં માટે તાજા દુધના જેવો બીજો સારો ખોરાક કોઈ નથી.

ક. દુધના દુશ્મન—મીઠું, ગોળ, મગ, મુળા, માછલાં, દુધના ખોરાક સાથે ખવાય નહીં. ખાય તો ચામડીના દરદો અને કોહડ થાય, દુધ સાથે તાડી દારૂ ન પીવાય કારણુ કે અજીરણુ થાય.

ખ. દુધ સ્રીને આવે—થાનમાં દુધ વધે—સાહતીના ચોખા પાણી સાથે વાટીને ૭ દીન પીવું.

દુધ શેર ૦ાામાં પીપર, પીપરીમુલ, સુંઠ, મોથ, વાળો, ધાણા, મજીઠ દરેક બે આની ભાર મેળવીને પીએ તો થાનમાં દુધ વધે.

પીપર, સુંઠ, હરડે એ સરખે ભાગે મેળવી રોજ પાણી સાથે તોલો ૦ા થી ૦ાા ખાય તો દુધ સ્રીને વધે.

ખસખસ અને બદામ ખોરાક સાથે ખવાડયાથી સ્રીને દુધ વધે છે.

ઘઉંનો નીસાસતો પકાવીને ખવાડવાથી દુધ સ્રીને વધે છે.

પાળકની ભાજી ખવાડવાથી સ્રીના થાનમાં દુધ વધે છે.

સફેદ તળ શેર ૦ાા છુંદીને વાઇનની એક બાટલીમાં નાખી એક રાત પળાળી રાખવા. પછી ગાળીને તેમાંથી દીવસમાં ત્રણ વાર બબે તોલા અરક પીવો અને તેનો છુંછો છાટીએ બાંધવાથી દુધ સ્રીને થાને વધે છે.

બીં ગાજરનાં, કાંદાના, મુળાનાં, સળગમનાં, સુવા, વરીઆળી સરખે વજને લેવાં. એ આખા વજન જેટલા ભુંજેલા ચણા મેલવવા તેમાંથી દર સહવારે તોલો ૧ાા ખવાડવું. ઉપરથી દુધ શેર ૦ાા આપ્યાથી થાનમાં દુધ વધે છે.

ગાયના દુધમાં ચોખા વાટીને ખાવાથી થાનમાં દુધ વધે છે.

૩ ભાગ સુવા, ૧ ભાગ કોપરૂં લઇ તેને ઘીનો પટ આપી સેકવું. રોજ બે વાર ખાવું. વજનમાં ૧થી ૨ તોલા અથવા વધુ આપ્યાથી થાને દુધ વધેછે.

ગાયનું દુધ શેર ૦ાા તેમાં સફેદ ચણા તોલો ૧ આખી રાત ભીંજવી તે, નીચવી, ગાળીને સાકેર સાથે પીવાથી દુધ વધે છે.

જંગલી તુળસી તોલા ૩ ના રસમાં કડવા વાળનો આટો તોલા ૪ મેળવીને સ્રીના થાનપર લગાડયાથી દુધ વધે છે.

ગ. દાજેલું શરીર—દાજેલાં શરીર ઉપર તરત દુધ ચોપડવું. છાસ તથા દહી પણ ચોપડાય છે.

ક. દુધ ઉકાળવાની રીત—૧ શેર દુધમાં ૦ા શેર પાણી નાખી ધીમી આંચે ઉકાળી પાણી બાળવું. વાસણ ખુલ્લું રાખવું. વાસણ ચુલા ઉપરથી ઉતારયા પછી થોડો વાર હલાવવું.

ખ. રકતપીતના ઝાડા માટે—દુધ શેર ાાની અંદર પાણી શેર ાા નાખી અંદર કાળી દરાખ તોલો ાા નાખી ગરમ કરી દીવસમાં બેવાર પીવું.

ગ. નાકમાંથી લોહી નીકળે ત્યારે દુધના ૧૨ ટીપાં નાકમાં મુકવાં.

ઘ. કોઢનાં ચાઠાં જાય—ગાય ઘણા દીવસની વીઆએલી હોય તેનું દુધ શેર ૧ ને ખુબ જોશ લાવી અંદર સરકો તોલો ૧ નાખી કપડાંએ ગાળીને ત્રણ દીવસ પીવું.

ચ. બચ્ચાંને કાનનું દુખવું મટે—જયારે બચ્ચાંને કાનમાં દુખે ત્યારે માતાના દુધમાં મીઠું મેળવી તેના કાનમાં ટીપાં મુકવાં.

છ. પથરીના દુખાવામાં પીસાબ છોડાવવા માટે ગરમ દુધમાં જુનો ગોળ નાખી પીવો.

જ. પીસાબ છુટે—દુધ અને પાણી સંભાગે પેટ ભરીને પીવું.

ઝ. છોકરૂં અવતરે—કસતાતી ઓરતને દુટી આગળથી તેની જાત સુધી બકરીનું દુધ ચોળવું.

જો સ્ત્રી લોહીયાર હોય તો તે સ્ત્રીના થાનમાં દુધ વધારે આવે છે.

૮. સ્ત્રીના થાનમાં દુધ ઉભાઇ જાય—તેને કમી કરવાનો ઇલાજ નીચે મુજબઃ-

ફુસ મુકાવવી યા દાણા લાખ, મોડા સીંગ વાટીને થાનપર લેપ કરવાથી દુધ કમી થશે.

સફેદ જીરૂં ખાવામાં ઘણું આપવું. અને સરકામાં મેળવીને તેનો થાન પર લેપ કરવાથી દુધ કમી થશે.

મસુરની દાળ પાણી સાથ પકાવી તેમાં સરકો નાખી સ્ત્રીને ખવાડવું અને તેજ દાળ થાને ચોપડવાથી દુધ કમી થશે.

ઇસબગુલનો માવો થાન ઉપર મુકવાથી દુધ કમી થાય છે.

સદાબના પાતરાં ખોરાકમાં નાખી ખવાડવાં. તે પાતરાં છાતીએ બાંધવાથી દુધની આવક ઓછી થાય છે.

૯. દુધના ગાંઠ ઓરતના થાનમાં બંધાય તો ઉપર સેક કરી દુધ પાતળું

કરવું. અથવા ગરમ પાણી અને સરકો રબરની કોથળીમાં અથવા કુકામાં ભરી છાતી ઉપર રાખવું. અથવા વાલની દાળના આટામાં જરા ઘી નાખી સરકા સાથે લેપડી કરી ગરમ ગરમ છાતીપર મુકવી. શરીર સરદીવાલું હોય તો અજમો પાણી સાથે મેળવી પોતીસ કરી છાતી ઉપર મુકવી.

ક. દુધ પાતલું થાય ત્યારે દુધ ખેંચવાની શીશીથી દુધ ખેંચવું અથવા એક બાટલીમાં ગરમ પાણી નાખી તે પાણી બહાર કાઢી નાખવું. પછી થાનની બોટરી બાટલીના મોઢામાં દાબવી,તેથી દુધ બાટલીમાં નીકળી આવશે.

ખ. દુધ બચ્ચાંને ભારે પડે તો પેટમાં ગાંઠ બંધાય, ઝાડો આવે, જરપત ન થાય તો દુધ અને પાણી સંભાગે ઉકાળીને પાવુ. તેબી ભારે પડે તો એલચી, જાયફળ, દુધમાં અંદાજાથી નાખવું. તેબી ભારે પડે તો તેપીઓકાની અથવા આરારૂટની કાંજી પાણી જેવી પાતળી કરી લુગડાંએ ગાળીને પાવી.

ગ આંખમાં કચરો જાય ત્યારે ઓરતનું દુધ આંખે આંજવું.

ઘ. માતાના દુધ જેવું બનાવટી દુધ—જયારે ગાય ભેંસનું દુધ બચ્ચાંને જરપત ન થાય તો દુધ શેર ૦।।, પાણી શેર ૦।, સુગર ઓફ મીલ્ક ૦।। તોલો મેળવી ગરમ કરી ગાળીને પાવું.

ચ. પલાસમેન પાઉડર—મલાઇ કાઢી લીધેલાં દુધને ઉકાળે જરા ઘાડું થાય એટલે ગરમ રેતીના ઉપર મુકીને બાળે અને ભુકો કરે તે.

છ. આંકરાં શરીરે આવે તો બકરીનું દુધ, માખણ અથવા ઘી ખુબ ઘસવાથી આંકરાં બંધ પડશે વધુ વખત આ ઇલાજ ચાલુ રાખવાથી ફરીથી આંકરાં આવશે નહીં.

જ. વાસી દુધ અથવા સહવારનું દુધ બપોરે ગરમ કરવાથી કોઇવાર ફાટી જાય છે. તેનું કારણ એ છે જે દુધમાં પેદા થયલો ખતાસ થોડી ગરમી મળે છે તો તે ખટાસ પાણી અને દુધ છુટાં પાડે છે. જો ગરમી શરૂઆતથી વધુ હોય તો દુધનું પાણી જલદી બળી જાય;દુધ ઘાહડું થાય તો તે ખટાસની અસર દુધ ઉપર થઇ શકતી નથી. માટે વાસી દુધ ગરમ કરતાં બળતું ચુલામાં મોઠું જોઇએ; અને

ખાલી કઢાઇ પહેલાં ખુબ તપાવીને પછી દુધ અંદર નાખવું. વાસી દુધને તેની અંદરના પાણીથી છુટા પાડવાને ચોકસ વખત જોઇએ છે, પણ તે વખત પુરો થાય તે આગળ ઘણી ગરમીથી પાણી બળી જાય છે, અને દુધ ઘાડું થઇ જાય છે; એટલે ખટાસ કાંઇ કામ કરી શકતો નથી.

ક. કાનના દરદ નરમ પડે--ઉકાળેલાં દુધના ૧૦ ટીંપા કાનમાં નાખવાં.

ખ. બનાવટી દુધ--બદામ શેર ાા લેવી. તેને ગરમ અથવા ઠંડાં પાણીમાં ભીંજવી રાખીને છોળતાં કહાડવાં, તે બદામને છુંડવી અને પાણી નાખતા જવું અને લુગડાં વતી ગાળતા જવું. આ મુજબ બદામનું દુધ શેર ચાર થાય ત્યાં સુધી છુંડીને રસ કહાડવો. જેમ વધારે છુંડાય તેમ દુધ ઘાહડું થાય. આ દુધ ચાર કલાક પછી ખટાસ મારે.

આ દુધમાં ખટાસ નાખે તો દહી બંધાય.

આ દુધમાંથી મલાઇ નીકળે છે.

આ દુધ ચાહ કાફીમાં નાખો તો બરાબર કામ થઇ શકે.

આ દુધમાં સાકર નાખીને બચ્ચાંઓને આપે તો પુષ્ટીકારક છે.

આ દુધ બનાવતાં પાણી ઘણું લીધું હોય અને દુધ પાતલું થાય તો દુધની અંદર થોડું સુગર ઓફ મીલ્ક નાખવું.

આ દુધ એકલું પીવાથી જરા બદામની ખુશબો લાગે છે. પણ ચાહ કાફીમાં તે સ્વાદ બીલકુલ લાગતો નથી, એની મલાઇનો રંગ ઘણોજ સફેદ રહે છે. જરા ઘેહેરો રંગ કરવો હોય તો બદામનો ચોથો ભાગ છોળતાં સાથ છુંદવો. એટલે ૬ આઉંસ બદામના છોળતાં કાહાડવાં અને ૨ આઉંસ બદામ છોળતાં સાથ છુંદવી.

બદામ કડવી દુધ બનાવવામાં ન લેવી. ાા શેર બદામમાંથી ૪ શેર દુધ નીકળે છે.

ગ. પનીર ચુસતા વગર બને—૧ શેર દુધને ઉકાળી તેમાં ૧ ચમચી સરકો અને ૧ ચમચી મીઠું નાંખી પાંચ મીનીટ ધીમી આંચ રાખવી. દુધ ફાટી જશે પાણી છુટું પડશે. કપડામાંથી અથવા

તોપલીમાંથી પાણી છુટું પાડવું. અને પનીર બંધાએ ને વાપરવું.

ક. છાસ—દુધની છાસ બને છે. જેનો ઉપયોગ દેશી વઈદુ ઘણું વખાણે છે, હવે અંગ્રેજી વઈદું તેને વખાણવા લાગ્યું છે. છાસ પીવી એ ઘણી ઉમદા અને તનદુરસ્તીને ફાયદો આપનારી છે. ખોરાક પાચન કરે છે, ભુખ લગાડે છે અને શરીરમાં ચરબી વધારે છે એ પુસ્ટીકારક ખોરાક છે.

ખ. દુધનું દહી થાય છે—દહી બનતાં તેમાં લેકટીક એસીદ પેદા કરે એવા જંતુઓ પેદા થાય છે અને તે જંતુઓ આંતરડાના બીજા જંતુઓ જે ખોરાકને કોહવડાવે છે અને પેટમાં બગાડ કરે છે તે જંતુઓનો નાશ કરે છે અને આ કીરીઆથી દહી અને છાસ ખાવાથી પાચન શકતી વધે છે અને શરીરે ફાયદો થાય છે.

ગ. દહી બનાવતાં દુધને ઉકાળવું જોઈએ છે. તે દુધમાં જરા દહી નાંખવાથી તાજાં દુધનું દહી બને છે. તાજું અને મોળું દહી વધારે ગુણ આપે છે કારણ કે લેકટીક એસીદ પેદા કરનારા જંતુઓ તે વખતે દહીમાં ઘણા હોય છે. પણ જેમ દહી જુનું અને ખાતું થાય તેમ તેનો ગુણ ઓછો થાય છે કારણ કે લેકટીક એસીદ પેદા કરનારા જંતુઓ ખટાસથી ઓછા થઇ જાય છે.

આ મુજબ તાજાં દહીની બનાવેલી ચોખી છાસ ઘણી ઉપયોગી છે એવું માનવામાં આવે છે.

ઘ. લેકટીક એસીદ દવા તરીકે એકલી લેવાથી છાસના જેટલો ગુણ જણાતો નથી. કારણ કે લેકટીક એસીદ આંતરડામાં જાય તે અગાઉ તો શરીરમાં પચી જાય છે અને નાશકારક જંતુઓ જે આંતરડામાં છે તેને મારવા માટે તે જગાએ પોંહોંચી શકતી નથી. દહીંમાં અને છાસમાં એવું છે જે તે પેટમાં જવા પછી આંતરડામાં લેકટીક એસીદ બનાવે છે અને તે એસીદ ત્યાંના ખરાબ જંતુઓનો નાશ કરે છે જયારે છાસ દવા તરીકે શરીરના સુધારા માટે લેવી પડે તે વખતે ગોસ અને ચરબીને

ખોરાક ન લેવો. પણ થોડા દીવસ હલકો ખોરાક લેવો. કેટલાક દરદીને છાસ પીવાથી ઝાહડાનો કબજો થાય છે કારણ કે છાસમાં કેળસીઅમ ફોસફેટ આવે છે.

---

## દુધી.

ક. નાકમાંથી લોહી, પરૂં, પડે—હરસનો આજાર હોય ને લોહી પડે તો લોહી બંધ ન થવું જોઇએ. લોહી બંધ કરવાની જરૂર પડે તો દુધીનો ગર, ચોલાઈની ભાજી અથવા ધાણાની ભાજી છુંદીને બોચી ઉપર બાંધવી અથવા સુખડ ગુલાબમાં ઘસી બોચીએ લગાડવું.

---

## દુધેલી.

ખ. ધાત જતી બંધ થાય—દુધેલીનો છોડ આખા મુળ સાથ લાવી તેનો ભુકો ૧ ટાંક ૦।। શેર દુધમાં પકાવી ખાવો.

ગ. પરમા માટે—દુધેલીનો ભુકો તા૦ સુંઠ સંભાગે મેળવીને ૧ વખતમાં ટાંક ૩ ખાંડ સાથ ખાય તો ૧૮ જાતના પરમા સારા થાય છે.

---

## દેહેજ.

ઘ. ભુખ બંધ પડે—દેહેજ ઝાડના બી અથવા પાતરાં હુકામાં ભરી પીયે તો કેફ ચહડે, કેફની ટેવ હોય તે ભાંગે ને ભુખ ભાંગે. એ ઝાડના ફુલ મમરા જેવાં થાય છે તેના દાણા ખસખસ જેવા થાય છે તેને ગોરખરા ગાંજો, તથા ભરેમંદી સુરતી લોક કહે છે, દવા સારી મજરબ છે.

---

## દેવદાર ઝાડ.

ચ. કમલો—દેવદારના મુળની ભુકીની પોટલી સુંઘીઆ કરે તો ફાયદો થાય.

## ધાણા.

ક. ખોરો અથવા માથાના ફુલ્લા--ધાણાને સરકામાં વાટી માથે લેપ કરવો.
ખ તલ તથા મસા જતા રહે—ધાણા વાટીને લેપડી કરી મુકવી.
ગ. સોજો—ધાણા માણસના મુત્રમાં વાટી સોજા ઉપર મુકે તો સોજો ઉતરે.
ઘ. હરસ જાય--ધાણા ઘુંટી તેના પાણીમાં બતાસા (પતાસાં) મુકી પી જવું.
ચ. ગોળી ઉપર સોજો મટે—લીલા ધાણાના રસમાં ગુલેઅરમાની, રતાંજરી મેળવી ભરે અથવા કપાસના તથા દીવેલના મીચને કોથમીરના રસમાં ભરે.
છ. હરસ માટે—ધાણા તથા બનફસા છુંદી પાણી સાથ પીએ.
જ. તલ તથા શરીરના જીણા મસા ઉપર ધાણા વાટીને લેપડી મુકે તો તે નીકળી જાય.
ઝ. અજીરણ બચ્ચાંને—ધાણા ૬ તોલા, એલચી ૧ તોલો, આ બંધે ખોખરાં કરી ૨૦ તોલા પાણીમાં ઉકાળીને ૧૦ તોલા રાખી તે પાણી બચ્ચાંને ૦॥ તોલો દીવસમાં ૩ વાર પાવું. મોટા માણસને ૫ તોલા સુધી આપવું.
ટ. કમળો--દુધીની અને ધાનાની જડ વાટીને ફાકી મારી ઉપરથી ઠંડુ પાણી પીવું.
ઠ. ગરભવંતીની ઉલટી મટે—૦॥ તોલો ધાણા અને ૦॥ તોલો સાકેરને ચોખાના ધુણમાં વાટી પીવું.

---

## ધાવડી.

ક. અમાણુ બેસે—ધાવડીના મુળનો ભુકો અમાણ ઉપર દબાવે તો અમાણ બેસે.
ખ. ગળાંનો કાકડો વધે, પડજીભી વધે—ધાવડીના મુળ તથા બોદાસીંગ સંભાગે લેવી ગોળ સાથે ગોળી ટાંક ૧ ની બનાવી રાત દીન મોંઢામાં રાખે તો એ દરદો નરમ પડે.

## ઘોરમુરો.

ક. પીનદસ—એ નાકનું દરદ છે. નાકના ઉપરના ભાગમાં જખમ રહે છે તેમાંથી વાસ ખરાબ નીકળે છે. પછી પરૂ જેવી રસી નીકળે છે. પછી ચીપડા અને લોહી નીકળે છે. પછી નાક બેસી જાય છે. રૂઝ લાવનારી દવા, ડાબી ડાકટરો બંધ કરે છે. પણ પાછું થાય છે એનો દેશી શેહેલો ઉપાય અકશીર નીચે મુજબ છે.

ઘોરમુરાના લીલા પાંદડાં છુંદીને તેને ગાયના ઘીમાં ધીમી આંચે કકડાવવાં, પાંદડાં કકડાં થાય ને ઘી ગાળી લેવું. તે લીલા રંગનું થાય છે સુકા પાદડાંને પાણીના ભીના લુગડામાં બાંધી રાખવાં તે પાંદડા નરમ થાય ત્યારે છુંદીને ઘી સાથે ઉકાળવાં આ ઘી નાકમાં ૩ વાર સારી પેઠે મુકવું ગળામાં જાય તેની અડચણ નથી ઈજા કંઇ નથી. ઉપાય સહેલો છે અને ચોકકસ છે એના પાંદડાની બીડી બનાવી તેનો ધુમાડો નાક વાટે બહાર કાઢવો જો દરદ વધી ગયલું હોય તો બંને ઉપાય ચાલુ કરવા. ઈલાજ બહુ સારો ને સસ્તો ખાત્રી પુરવક છે.

ખ. મગજ ગળે--તો આ ઘોરમુળાનું ઘી નાકે મુકે.

---

## ધંતુરો.

ગ. લકવાનું તેલ-બેહેર ચામડી સુન બેહેરી—બેહેર ચામડી માટે તેલ, ધતુરાના પાન, ખરસાની થુઅરની ડાંડળી, એરંડાના પાન, નગોરના પાન અને સુંઠ સરખે ભાગે છુંદીને તેના વજન કરતાં બમણું તેલ, અને ચારગણું દુધ લઇ ઉકાળવું. માવો બંધાઇ તેલ છુટું પડે તે ગાલી લઇને મસળવામાં લેવું. કોઇ દુધને બદલે પાણી વાપરે છે.

ઘ. માથાના ટાળક ઉપર બાળ વધારવા માટે ધતુરાના પાંદડાંનો રસ વેસેલાઇન સાથે મેળવી ખુબ મસળવું.

ધતુંરાની બે જાત થાય છે. સફેદ દાંડીનો અને બીજો કાળી દાંડીનો. બીજામાં દવાના ગુણ વધારે છે.

ક. આખા છોડમાં ઉંઘ લાવવાનો અને કેફ લાવવાનો ગુણ છે.

ખ કાળા ધંતુરાના પાંદડાંનો રસ ૧૦ ટીપાં દહીમાં ખાવાથી કોલેરાના જંતુ નાબુદ થાય છે.

ગ. હાથપગ, અથવા શરીરે સોજો—ધંતુરાના પાંદડાંનો લેપ લગાડવો એનો ગુણ નીચલી ચીજો સામેલ કરવાથી વધે છે.

નીરગુંડી, એરંડી, સાટોડીનાં પાંદડાં.

ઘ. ધંતુરાના બી ઘણો જોર રાખે છે મગજને ફેરવી નાંખે છે ખાવાથી માણસ ઘેલું બને છે.

ચ. આ છોડને દવા તરીકે રોજ ચાલુ આપે અથવા મોટા પ્રમાણમાં આપે તો આંખની કીકી મોટી થાય છે, ગમગીની પેદા થાય છે અને ઘેલાપણું આવે છે.

છ. હાફણ, હડકીની ખાંસી, પીસાબનું બંધ થવું એના ઉપર આ છોડના પાંતરાં વપરાય છે.

જ. દાંતના દુખાવા ઉપર ધતુરાના બી છુંદીને મુકે છે તે અંદરના જીવડાંને મારી નાંખે છે.

ઝ. ચામડીના દરદો જંતુવાળા હોય તે ઉપર પાંતરાંનો લેપ લગાડવાથી જીવડાં મરી જાય છે.

ટ. ધંતુરાના બીનો ધુમાડો તાડીના વાસણમાં આપે પછી અંદર તાડી ભરે તો તે તાડીમાં બનાવટી કેફ ઘણી વધે છે.

ઠ. હાફણ ઉપર ધંતુરાના પાંતરાંની બીડી કરી પાય છે.

ડ. ખાંસી હાફણ માટે ધતુરાના બી અને મરી સંભાગે લેવાં અને આદુના રસમાં તુવર જેવી ગોળી બનાવી દીવસમાં બે ખાવી.

ઢ. દાંતનો દુખાવો નરમ પડે—ધંતુરાના બીનો ધુમાડો દુખતા દાંત ઉપર લેવો.

ણ. સફેદ કોહોડ માટે—ધંતુરાના બી ટાંક ૧ાા, કલોજી નવટાંક, બાવચી ૩ ટાંક આંકડાંના પાંતરા નંગ ૮ લઇ લેપ કરવો.

ક. સોજો—ધંતુરાનાં પાંતરાં ગરમ કરી સોજા ઉપર બાંધે.

ખ. લકવા માટે—ધંતુરાનું તેલ અથવા અખરોટનું તેલ મસળવું.

ગ. સાપનું ઝેર—ધંતુરાનું ડીંડવું ગાયના મુતરમાં ઘસી ડંખને લગાડવું.

ઘ. ઓછા (બચ્ચાંને એક જાતના ચાઠાં આખે દીલે) થાય તે ઉપર ધંતુરાના તથા આકરાંનાં પાંતરાંની રાખ, સીંદુર ૦ા તોલો એ સંભાગે તેલમાં ઉકાળીને તેલ શરીરે ચોપડવું.

ચ. ગોળી મોટી થાય યા સોજો આવે ત્યારે પાંદડાં છુંદીને તેનાં લેપડી બાંધે છે.

ખાવામાં પાંદડાંનો ભુકો ૨ ગ્રેઇન અપાય છે.

છ. જુ માટે ધંતુરાનું તેલ વપરાય છે.

જ. ઘરભુળો—ધંતુરાની એક જાત એવી છે જે તે ખાનાર માણસ પોતાનું ઘર ભુલી જાય છે. પોતાનું ઘર ઓલખી શકતો નથી.

ઝ. કુતરાનું ઝેર—ધંતુરાના બે પાંતરાંનો રસ કહાડી પાવો તેથી દરદી વધારે ઘેલો જણાય તો ફીકર નહીં પણ ઝેર નરમ પડશે.

ટ. અડી ગયેલા સાંધા, અડી ગયલું શરીર--કાળા ધંતુરાનું આખું ઝાડ ફુળ, ફળ, પાન, મુળ સાથનાને તેલમાં ઉકાળીને તે તેલ મસળવુ.

ઠ. હાફણુ માટે ઇલાજ--કાળા ધંતુરાના બીને ગઉમુત્રમાં સુધ્ધ કરીને તેની ભસમ કરવી, તેમાંથી રતી એક પાન સાથે ખવાડવું.

ડ. સનેપાટનો ઇલાજ--કાળા ધંતુરાના પાતરાં એકસો લેવાં. તેની બંધે બાજુએ ચુનો લગાડી એક કાદવના વાસણમાં બંધ કરી સળગાવી તેની રાખ કરવી તે રાખમાં પીપલાનું મુળ ૧૦ ટાંક બારીક કરી નાંખવું અને તેમાંનુ ચુરણ ટાંક અરધો રોજ ખવાડવું.

ઉપાય બીજો--ધંતુરાના રસને ગાયના માખન સાથે મેળવીને દરદીને શરીરે મસળવું.

ઢ. માંકડી—સફેદ ફુલવાળા ધતુરાના પાતરાંનો રસ લગાડે અથવા પાતરાં છુંડીને બાંધે તો માંકડીની ફુલી સારી થાય.

ણ. કુતરાના ઝેરનો ઇલાજ--ધતુરાના દીડવાં અને બીજોરાં લીંબુના પાતરાં

છુંડી તેનો રસ જખમ ઉપર રેડવો ને તે લેપડી જખમ ઉપર બાંધવી. દીવસમાં ૩ વાર નવું બાંધવું. એવી રીતે ૪ દીવસ કરયા કરવું.

ક. ચોઠીઆ તાવ માટે ધતુરાના પાતરાં ૩ જુના ગોળ સાથે મેળવી ૧ વાલની ગોળી કરીને એકેક ગોળી ૩ દીવસ સુધી દીવસમાં ૩ વાર ખાવી.

ખ. ધતુરાની બે જાત છે; સફેદ દાંડીવાળો અને કાળી દાંડીવાળો. એમાં કેફ ઘણી છે, તાડી, ગાંજો, ભાંગ અને માંજુ બનાવવામાં ધતુરાના બી મેળવે છે તેથી કેફ વધુ ચહડે છે. પણ પીનારની આંખના ડોળાની કીકી મોટી થાય છે.

ગ. હાંફણ માટે—ધતુરાના પાતરાં ૨૦થી ૩૦ ગ્રેઇન સુધી લેઇ તેની બીડી બનાવી પીવામાં લે છે; જો પાતરાં ગુણ ન આપે તો બી વાપડવામાં આવે છે. હાંફણનો હુમળો થાય કે તરત પીવી જોઇએ. દરદીને હાંફણનું જોર નહીં હોય છતાં સુતી વેળા ૧ બીડી પીવાની ટેવ રાખવી. બીડી પીધાથી, કોઇ દરદીને અણગમો થાય, સુસ્તી દેખાય તેવા દરદીને એ ઉપાય ચાલુ ન રાખવો.

ઘ. ખાંસી—કોઇ દરદીને ખાંસી ઘણી જોરથી આવે, ખાંસી સુકી હોય, ગભભા પડે નહીં તેવા દરદીને ધતુરાની બીડી બહુ માફક છે.

ચ. સંધીવા, ગટકા મારતી ગાંઠો—સંધીવાવાળા દરદીના સાંધા આગળ સોજો હોય તો એ ધતુરાના પાતરાંની પોલટીસ કરી મુકે છે.

પોલટીસ—પાતરાં છુંડીને તેને પાણી તથા સરખે વજને ચોખાનો આટો મેળવી પોતીસ બનાવે છે.

છ. વાળો—વાળાવારી જગા ઉપર ધતુરાના પાતરાંની પોતીસ મુકવાથી અગન નરમ પડે છે અને વાળો બહાર આવે છે.

જ. શરીરની ઘોલી નસો માટે—ધતુરાનું ઘી બનાવીને દીવસમાં બે વાર ઘોલી થયલી નસો ઉપર મસળે છે અને વટાણા જેટલું ખાવામાં દીવસમાં એક વાર આપે. આ મોગલાઇ ઈલાજ છે.

ઝ. દાંતનો દુખાવો—ધતુરાના બીને છુંડી તેની પોટલી કરી દુખતા દાંત ઉપર મુકે છે.

ટ. કુતરાંનું ઝેર—ઝેરી કુતરૂં માણસને કરડવા પછી ૪૦ દીવસે ઝેર ચ

ઢે છે. ઝેર ચઢે તેની આગળ અથવા કુતરૂં કરડયા પછી ૧૫ શી ૨૫ દીવસમાં તે દરદીને નીચે મુજબ ખવાડવું:--

સહુવારે ૦ાા તોલો લાકડાના કોલસાનો ભુકો ખવાડવો, અરધા કલાક પછી કાળા ધતુરાના પાતરાનો રસ બે તોલા પીવાડવો. વામીટ ન થાય માટે ગોળ ખવાડવો અથવા બીજો ઉપાય લેવો. હવે તે તોફાન કરશે માટે તે દરદીને બાંધીને ૪ કલાક સુધી બાર વાગા સુધી તડકે રાખવો. જો દરદી ઘેલાપણું બતાવે તો જાણવું જે એને ઝેરી કુતરાંએ કરડેલો છે. બપોર પછી દરદી ઉપર ઘણા ઘડા પાણી નાખવું તેથી તે બુમો પાડશે. પછી તેને સાદો ખોરાક આપવો પછી દરદીને કાંઇ થાય નહીં. જો દરદીને હરખું લાગુ પડયું હોય તો તેના કપાળમાંથી લોહી કાઢવું અને ત્યાં ધતુરાના પાતરાંની પોટીસ દાબવી અને ૨ તોલા રસ ધતુરાના પાતરાંનો પાવો.

---

## નગોડ--નાગોડ.

ક. સોજા હાથ પગ ઉપર આવે તો નગોડના પાતરા, હળદર, નીમક એ સઘળું વાટીને લેપ કરી ૩ દીવસ સુધી મુકવું.

ખ. ગોળી--નગોડનું વરાળીઉં સુજેલી ગોળી ઉપર બાંધે છે. એને પાણીમાં ઉકાળી તે પાણીથી સંધીવા વાળા ભાગને સેકે છે.

ગ. હરસ માટે--નગોડના પાતરાં વાટી ગોળ સાથે ગોળી કરી સકૂરામાં ૭ યા ૧૪ દીવસ મુકે.

---

## નરસેવતી. (સેવટીને ફુલ ન આવે તે.)

ધ. કરમ પડે--કરમ માટે નરસેવટીના પાતરાં તેને અજબુજ કહે છે ગાજરનાં જેવાં પાતરાં થાય છે તે પાતરાંનો રસ તોલો ૧ લઇ ૩ દીવસ પીવું. તેથી ગુંચના ગુંચ કરમ પડે છે.

---

## નરમાના.

ક. પથરી માટે--નરમાનાના પાતરાંનો રસ શેર ૦। તથા જીરૂં ટાંક ૧ મેળવી

ને ૭ દીવસ પીવું.

## નવસાર.

ક. લીવર, (યકૃત) માટે--મુળાનાં પાતરાંનો રસ તોલા રાા તથા નવસાર વાલ બે મેળવી પીવું.

ખ. લોહીનો સોજો હોય તે માટે નવસારનાં પાણીનાં પોતાં મુકવાથી લોહી વેરાઈ જાય છે.

ગ. સ્તનમાં (થાનમાં) દુધ બંધાય તો નવસારના પાણીનાં પોતાં મુકવાથી ગાંઠો છુટી પડે છે.

ઘ. આંતરડું ઉતરે, ગોળી મોટી થાય—તે માટે નવસારનાં પોતાં મુકે ગોળી સંકોચાય અને આંતરડું ચઢે. ઉલટી વગેરે બીજાં ચીન્હો નરમ પડે.

---

## નવસાગર-નવસાર-નાઈટર.

ચ. વાળો—પગે વાળો થાય છે તે જગા ઉપર નવસાર દાબવાથી વાળો મરી જશે.

છ. કલેજાના દરદ માટે--વહેદો નવસાગર વાપડે છે.

જ. સળેખમ માટે—નાકે સુંગવાથી સળેખમ નરમ પડે છે.

---

## નગુરી-નસુળી.

ઝ. પેટમાંની ચરબી તવાઈ જાય—નગુરી એ સેવ જેવી જડ, પક્ષીના માળા જેવી ગુંથાએલી અને ઝાડ ઉપર થાય છે, તેની જડ જમીનમાં હોતી નથી. તે નગુરીને છુંદીને પેટ ઉપર બાંધે તો પેટ માંની ચરબી તવાઇ જાય છે.

---

## નાગ કાળો.

ટ. આંખનું તેજ વધે, આંધળો દેખે—કાળા નાગના પેટમાંની ચરબી લોઢા ના વાસણમાં તાવે. તેની કાજળ બહુ તપાસથી પાડે. માટીના

કોડીયાને સંધેસરનો રસ ચોપડી છાયામાં સુકાવે. સાંપની ચરબી નું તેલ લોખંડના વાસણમાં મુકે. અંદર જોત મુકી તેની ઉપર એલચી ટાંક ૦। નો ભુકો ભભરાવે ને દીવેટના મોંઢાં આગળ મુકે પછી દીવો રોશન કરીને ઉપર પેલું કોડીયું ઢાંકે. અને કાજળ પાડે.આ મેંસ આંખમાં આંજે તો આંધળો પણ જોતો થાય.

---

## નાગ કેસર.

ક. હરસ માટે—નાગ કેસર અને સાકર સંભાગે મેળવી ટાંક ૧ અથવા બે રોજ સહવારે લેવી. વાસી પાણીની સાથે ફાકે તો લોહી બંધ થાય

ખ. હરસ માટે--નાગ કેસર ને સાકર સંભાગે બે આનીથી પાવલી ભાર સુધી માંખણમાં રોજ ખાવી.

ગ. સ્ત્રીઓને પાણી જાય ત્યારે નાગ કેસર બે આની ભાર છાસ સાથે ખાવું, છાસ અને ભાત જમવામાં લેવું.

ઘ. હરસ માટે--નાગ કેસરના બીજ, અંદર જવ, રસમતી સંભાગે ચુરણ કરી હથેલી ભરી ચોખાના ધુણ સાથે ૭ દીવસ સુધી ખાવું.

ચ. હરસ માટે--નાગ કેસરના બી, અંદર વાણી, રસ મતી સંભાગે ચુરણ હાથની તલાઠી ભરીને ફાકી મોંમાં મારે ઉપરથી ચોખાનું ધુણ પીવું

છ. હરસ માટે--નાગ કેસર, સાકર સંભાગે મેળવી ૧ તોલો પાણી સાથે સહવાર સાંજ બે વાર ખાવી.

જ હરસ માટે નાગ કેસર માખણ અને મધ સાથે ચાટવું.

ઝ. શરીરે શકતી વધે--પીપર, પીપળીમુળ, તજ, તમાલપત્ર, નાગ કેસર, ચીની કબાળા, લવંગ, અકળગરો સરખે ભાગે લઇ ચુરણ મધ સાથે ૭ દીવસ ખાવું. આથી વીર્ય વધે.

ટ. સ્ત્રી ગરભ ધારણ કરે--નાગ કેસર, જીરૂં, અકેક ટાંક ગાયના ઘી સાથે ૭ દીવસ ખાવું.

ઠ. સ્ત્રી ગર્ભ ધારણ કરે—નાગ કેસરનું ચુરણ ઘી રજસવાળાના ચોથા દીવસથી દીન ૩ સુધી ખાવું ભોજન દુધ ભાતનું લેવું.

ક. સ્ત્રી ગર્ભ ધારણ કરે—નાગ કેસર, બરાસ, મસતકી, સાકેર, એકેક ટાંકનું ચુરણ કરી ૩ ભાગ કરવા. રજસવાળાના ચોથા દીવસથી રોજ એક ભાગ ખાવો.

ખ. સ્ત્રી ગર્ભ ધારણ કરે—ઘાસીઓ પીટ પાપડો એ કામ માટે વાપરેછે.

ગ. હરસ માટે—માખણ ૨ તોલા, નાગ કેસર ૦ાા તોલો, સાકર ૧ તોલો, ખાવામાં રોજ લેવું તેથી લોહી બંધ પડે છે.

---

## નાગબળા–ધામણા.

ઘ. મગજે પુસ્ટી—ધામણાનું ચુરણ સુંઘવામાં આવે તો મગજને પુસ્ટી મળે છે.

---

## નાસના.

ચ. નાસુર માટે નાસનાના પાતરાં છાયામાં સુકાવી બાળીને રાખ કરે. તે રાખ દાબવાથી નાસુર તળે અને જખમ રૂઝાય. આ ઈલાજ ઘણો સારો છે.

---

## નાળીએર.

છ. પડી ગયલા અને ઠપકાયલા માણસનું બંધાયલું લોહી છુટું કરવા લીલાં નાળીએરના તરોપાનું પાણી પીવાડે છે.

જ હેડકી માટે—સુકાં કોપરાંને પાણી સાથે ઘસી સાકર મેળવીને પાવું.

ઝ. હરસ માટે—લીલું કોપરૂં ને સાકર ચાવી ખાવું.

ટ. લોહીનો વધારો, રક્ત વૃદ્ધી માટે—નાળીએરનો સરકો નીચે મુજબ બનાવી એક તોલો રોજ ખાવો.

૫૦ નાળીએરના પાણીને ધીમી આંચે ઉકાળવું. ઘાડો થાય ને કેસર તોલો ૦ાા, લવંગ તોલો ૧ નાખી પેક કરી રાખવું.

ઠ. વાગેલું, લોહી બાઝેલું, દભડાયલું—કોપરૂં વાટી તેમાં ૪ ગણી હળદર

મેળવી ગરમ બનાવી પોટલીથી સેક કરવો, તે પોટલી વાગેલા ઉપર બાંધી રાખવી.

ક. ખહી માટે--કોપરાનું તાજું તેલ ઘીને બદલે પચે તેટલું ખાવું. એમાં અજબ ગુણ છે.

ખ. ખહી માટે—કોડલીવરની જગાએ તાજું કોપરેલ પીવું. એ ઉપાય સાથે બકરીનાં દુધનો માવો ચાલુ રાખવો. તેમજ જવખાર લેવો.

ગ. પરમો જુનો હોય તે માટે નાળીએરના ત્રોફા (કાચા ડોડવા)નું પાણી પીવામાં આપે છે.

નાળીએર છુંદી તેમાંથી રસ કહાડે છે તે દુધ જેવો છે તેને નાળીએરનું દુધ કહે છે. નાળીએરનું દુધનું દહી બને છે.

ઘ. હાડકું ભાંગેલું--ભાંગેલા હાડકાંપર નાળીએર ખમનેલું, તેલ, સુકી હળદર ગરમ કરી સેક કરવાથી ફાયદો થાય છે.

ચ. ખીલ--નાળીએરનું દુધ, કાળી જીરી સાથે મેળવી, ખીલ ઉપર લગાડે છે તો ચામડી સુવાળી કરેછે. મોંઢાં ઉપરના ખીલ નરમ કરે, મોંઢાં ઉપર કરચળી થતાં અટકાવે છે. મીલ્ક ઓફ રોઝીસ જેવું છે.

વેલાતી મીલ્ક ઓફ રોઝીસનું કામ ઘણા ઓછા પઇસામાં કરે છે.

છ. તાવ--કેટલાક તાવના દરદીને નાળીએરનું તેલ (કોપરેલ) મસળવાથી ફાયદો જણાય છે.

કાદલીવર આઇલની માફકજ કોપરેલનું તેલ ગુણ ધરાવે છે. પણ પીવામાં તે સહેલથી હજમ થતું નથી.

જ. ખાંસી જુની, ખહી વાળા--એ દરદીની છાતીએ કોપરેલ મસળે છે અને પીવામાં પણ આપે છે.

ઝ. બાળ વધારવા તથા બાળ ખરતા અટકાવવા માટે—કોપરેલ તેલ ઘણું સારૂં છે પણ તે જલદી ખોરૂં થઇ જાય છે તેથી વાપરવાની સગવડ પડતી નથી. આ કોપરેલમાં સુગંધી તેલ નાખી હેર આઇલ બનાવી વેચે છે, કેટલાકો તેના વખાણો ગાઇને પઇસા ઘણા છીનવી લે છે.

ક. કીર માટે—કોપરેલ અને લીંબુનો રસ મેળવી શરીરે લગાડવાથી ફાયદો થાય છે.

ખ. કરમ—બચ્ચાંને આ તેલ પાવાથી કરમ નીકળી પડે છે.

ગ. દરાઝ—નાળીએરની કાચલીનું તેલ લગાડે છે. કાટલીને ચુલામાં મુકી સળગાવી તે બળતી કાટલીને પીતળની થાળીમાં મુકવી અને તેની ઉપર બીજું વાસણ ઢાંકવું. આ રીતે તે તેલ નીકળે છે.

ઘ. હરસનું પડતું લોહી તરત નરમ પડે—નાળીએરની ઉપરની ચોટલી બાળી તેની રાખ કરવી તે રાખ વાલ ૨ લઇ દહી યા મલાઇ સાથે ખાવી; ગુણ ન માલમ પડે તો રાખ ૪ વાલ લેવી.

બાલને ચોપડવાનું કોપરેલ જલદી ખોરૂં થઇ જાય છે તેનો અટકાવ કરવા તેલ ગરમ કરી તેમાં જરા કપુર મેળવવો. આથી કોપરેલ બગડશે નહીં.

ચ. નાળીએરનું પાણી—કપુરનો બારીક ભુકો કરતી વખતે નાળીએરનું પાણી કપુરમાં નાખે તો કપુરનો બારીક ભુકો જલદી થાય છે.

છ. કાનનું બહેરાપણું—જો સરદી લાગવાથી કાન બહેરા થયા હોય તો સુંઠ અથવા મરીને કોપરાં સાથે ચાવી, તે છુંછો જે કાન દુખતો હોય તે બાજુએ મોંઢામાં રાખી મુકવો. સુંઠ અથવા મરી ગરમાવો આપે, અને કોપરૂં તે ગરમીથી મોંઢામાં છાગરો પડવા દે નહીં.

જ. બળી જવું, દાઝવું—એના તરત ઉપાય તરીકે કોપરૂં (સુકું નાળીએર) પાણીમાં ઘસી ચોપડવું. અગન તરત બંધ થાય છે. છાગરો પડયો હોય તે નરમ કરે, માંસ બળ્યું હોય તેને રૂઝ લાવે. ઘણો સરસ તાત્કાલિક અને સસ્તો ઇલાજ એ છે.

---

## નીપાળો-જયપાલ.

ક. સાંપનું ઝેર—નીપાળાના બીજને લીંબુના રસમાં અમુક ભાવનાઓ (પત) આપીને ખરળ કરે તેનું અંજન દરદીની આંખે આંજે તો તરત ઝેર ઉતરે.

ક. સફેદ કોહોડ--સફેદ કોહડ ઉપર નીપાલગોટાના બીને લીંબુના રસમાં ઘસીને લગાડવો.

---

## નીરમળી.

ખ. નીરમળીના બી, ઝેર કચુરાના જેવાં છે. ગંદુ પાણી હોય તેમાં નાંખવાથી, પાણી નીતરૂં નીરમળ બને છે. આંખની ઝાંખ તોડવા અને આંખને તેજી આપવા, નીરમળી કપુર મધ સાથે મેળવી આંખે લગાડવી.

---

## નીસોટર.

ગ. ઉદાસી (Melancolia), જળંદર, સંધી વા એ સઘળાં દરદ માટે હરડેની સાથે અપાય છે. એમાં જુલાબ લાવવાનો ગુણ છે.

---

## નેપાળો.

ઘ. કુતરાંનું ઝેર--નેપાળો ૧ ટાંક, નીસોટર ૧ ટાંક, ટંકણખાર ટાંક ૧, કડવી તુંબડીનો ગરભ ટાંક ૧ાા, ગોળ ટાંક ૪ાા એને વાટી ચણા જેવડી ગોળી કરી અકેક ગોળી ગરમ પાણી સાથ ખવાડવી.

---

## નોરવે-સાપસન.

Aristolochia Indica.

ચ. સાંપનું ઝેર--સાંપના ડંખ ઉપર આ મુળીઉં ઘસીને લગાડે છે. નોળીઆ અને સાંપની મારા મારીમાં સાંપનો ડંખ નોળીઆને લાગે છે તો તરત આ ઝાડના મુળ આગળ ઘસી જાય. પછી પાછો સાંપ સાથે નોળીઓ લડે છે.

---

## પટોલ-સીવલીંગ.

છ. ગુરડાની રેતી માટે—પટોલ, જેઠીમધ, કડું, સુંઠ, લીંમડાની અંતર

છાળ, દેવદાર, સોઠ (નાગર) દરેક ૧ તોલો લેવો, એના બે ભાગ કરવા એક ભાગ પાણીમાં ઉકાળી દીવસમાં બે વાર પીવું.

---

## પતંગનું લાકડું.

ક. પતંગનું લાકડું અંગ્રેજી લોગવુડના જેવું છે. કપડાં કાળાં રંગવાના કામમાં આવે છે. કાળો રંગ ફીકો પડયો હોય તો પાછો નવો થઇ શકે છે. રંગવાની રીત દગલા માટે નીચે મુજબ છેઃ—

પતંગ અથવા લોગ વુડ શેર ૦ાા, હીરાકસી બેઆનીભાર, પાણી શેર ૧૫. પાણીની સાથે આ બધું ઉકાળવું. કપડાંને સાફ પાણીથી ધોઇ મેલ કહાડી નાખીને સુકવવું. અને તે કપડું ઉપલા ગરમ પાણીમાં ૨૪ કલાક બોળી રાખવું. પછી તેને નીચોવવું નહીં. પણ નીતરવા દેવું. સુકાય ત્યારે ધોવાડીને વાપરવું.

વધુ સારો રંગ આપવો હોય તો, પેહેલાં ડગલાને નીચલા પાણીમાં બોળી એક રાત રાખવું પછી તે દગલાને નીતરવા દેવા દેવું.

ફટકડી ૦ા તોલો, પાણી ૧૦ શેર ઠંડું. ડગલો સુકાય ને પછી પતંગના કાળા પાણીમાં બોળી રાખવો.

ખ. ગુલાબ બનાવવાની રીત—૦ા શેર પતંગનું લાકડું, અને ૦ા તોલો ફટકી એને પાંચ શેર પાણીમાં ઉકાળી, કપડાંથી ગાળી અને આરારૂટ, અથવા તપકીર મેલવવી, તેને સુકવી ભુકો કરવો. તે ગુલાબ બને છે.

---

## પપાઉં. Papain.

ગ. પપાઉં પાકું ખાવાથી ખોરાક જરપત થાય છે. જાતે એ ગરમ છે.

ઘ. પપાઉં કાચું માંસમાં નાખવાથી તેને નરમ કરે છે અને જલદી પકાવે છે. એના કાચા ફળમાંથી દુધ નીકળે છે તે હોજરીમાંથી બનેલા પેપસીનના દરેક ગુણ ધરાવે છે.

ચ. પપાઉંના દુધથી પનીર બનાવી શકાય છે.

છ. દરાઝ માટે—પપાઉંનું દુધ દરાઝ ઉપર લગાડવું.

ક. મરડા માટે—પાકા પપાઉના ચોથા ભાગ ઉપર ટંકનખાર વાલ ૨ થી ૪ ભભરાવીને સહુવારે અને સાંજે દરરોજ ખાવું.

ખ. મસા પીતના તથા લોહીના માટે—પાકા પપાઉમાં સાકર, જીરૂં, સાંજે ભરી સહુવારે ખાવું.

ગ અજીરણ માટે–કાચા પપાઉનું દુધ સુકવી ૧ વાલ ખાય તો ખોરાક પચે.

ઘ. માંસનો ખોરાક પેપસીન કરતાં પેપેન વધારે જલદી પચાવે છે, પેપસીનની માફક પેપેન સાથ એસીડ વાપરવાની જરૂર નથી.

ચ. ખરસવા માટે—પપાઉનું દુધ, અને બોરીક એસીડ મેળવી ચોપડે છે. ખરફસું પાકે અને સારૂં થાય છે.

છ. કરમ માટે—પપાઉના દુધને મધ સાથ મેળવી, કરમ માટે આપે છે પછવાડે દીવેલનો જુલાબ આપવો જોઇએ.

જ. પપાઉનું દુધ ગર્ભવાળી સ્ત્રી ખાય તો નુકસાન પહોંચે છે.

---

## પપેટા.

ક. મેદવાયું—શરીરે ચરબી વધે તેણે એક માંસ સુધી પપેટા, દુધ અને પાણીના ખોરાક ઉપર રહેવું. ચીકાસ ન ખાવો. તેથી શરીરનું વજન ઘટે છે.

---

## પમારીઆ.

ટ. આંતરીઓ તાવ જાય—પમારીઆના બીજ તથા મેથી વાટીને ૫ દીવસ ખાવું.

ઠ. દાઝી ગયલા માટે—પમારીઆના બીને બકરીના સુતરમાં ૭ દીવસ રાખવું પછી તે બીને પીસીને ચોપડવું.

ડ. ફેફસું ફુલેલું હોય અને ઝાડાડા આવવાનું દરદ હોય તો પમારીઆના પાતરાં પીસીને પીવાડે તો દરદ જાય.

---

## પરસાવના–પોથાપાપરી.

એની ખુશબો સારી છે. તેને ચોપડીઓમાં રાખવાથી ઉધાઈ લાગવ

નથી.

ક. સંધીવા માટે--સુકો અથવા લીલો પાલો છુંદી તેની લેપડી બાંધવી આ લેપ મુકવાથી જુના સંધીવાના સાંધા છુટા પડે છે.

---

## પરેસીઆવસાન-કાળી પથરચટી.

ખ. બાલ ખરતા અટકે—પરેસીઆવસાનની રાખ ખરતા બાળ ઉપર ખુબ મસળવી.

---

## પઈસ-વીરભાણુ.

ગ. નાસુર—નાસુર માટે પઈસ નામનું ઘાસ જે નદી કીનારે ઉગે છે, તેની સાદડી બને છે તેની રાખ દાબવી.

વ્રણુ એટલે જખમમાંથી પરૂં નીકળે તે ૪૦ દીવસ સુધી રૂઝાય નહીં તો તે નાસુર કહેવાય.

---

## પાખનભેદ.

ઘ. પથરી—પથરી માટે પાખનભેદ વપડાય છે.

ચ. મુત્ર કચ્છ, પીસાબ છોડવવા માટે—પાખનભેદનો કવાથ મધ સાથ પીવો.

---

## પાણી.

છ. વાળો—જે દરદીને વાળો હોય તેના વાળાના સુજેલા ભાગ ઉપર જુનો રૂ પાણીથી ભીંજવી મુકવો અને પાટો બાંધી રાખવો. અને પાણીથી આખો દીવસ ભીંજવેલો રાખવો, સાંજે બીજો પાટો બાંધવો. રૂના ઉપર ઘણા જંતુઓ દેખાશે. આ મુજબ કરવાથી વાળો સાફ થાય છે.

જ. વધરાવળ—ગોળી ઘણી મોટી થાય તો ગોળી ઉપર ઠંડા પાણીની ધાર ૧૦ મીનીટ સુધી નાખવી. દીવસમાં ૫ વખત નાખવી. ખોરાકમાં ખીચડી, દાળભાત આપવાં, ખોરાક અધુરે પેટે ખાવો; બહુ દાબીને લેવો નહીં. આ ઇલાજ ૮ દીવસ ચાલુ રાખવો. આ મુજબ

ગરમ પાણી વાપરશે તો તેથીબી ફાયદો થશે.

ક. ભુખ લાગે—જે માણસને ભુખ નહીં લાગતી હોય તેણે ખાવાના વખતની ૧ કલાક આગળ પીવાય એટલું પાણી પીવું. અરધો કલાક હીંડોળા ઉપર હીંચકા ખાવા અથવા હીંચકાવાળી ખુરશી ઉપર હીંચકા ખાવા. આ ઇલાજથી ભુખ લાગે છે.

ખ. અળાઇ દુર થાય, બફાળો ઓછો થાય—તાપના દીવસમાં પાણી તડકે ગરમ કરી નાહવું.

ગ. મસા—હરસના મસાને દુસ વડે ઠંડા પાણીથી વારંમવાર ધોવાથી અથવા બને તો ઠંડા પાણીમાં રૂ ભીંજવી તે ઉપર દાબવાથી લોહી નરમ પડે છે.

ઘ. હરસના મસા, લોહી પડતું હોય—તો ઠંડાં પાણી ০ શેરની પીચકારી સફરામાં રોજ લેવી એથી અંદરના ભાગમાં લોહી ફરતું થાય છે, અને તેથી મસા બંધાતા નથી, લોહીને, મસાને, અંદરના વરમને ફાયદો થાય છે. ઝાડો આવે ત્યારે કરાંઝવું પડે નહીં.

ચ. ચાનજુ મરે—દરીઆના પાણીથી શરીરને ખુબ ચોળીને નાહવું. કુવાના પાણીમાં મીઠું નાખીને ઉપર મુજબ કરો તોબી ફાયદો થાય.

છ. જખમ, કોઇબી રીતે પડયો હોય તેમાં ઠંડા પાણીની ધાર રેડીને અંદરનો ભરાયલો કચરો કાઢી નાખવો, તેથી પાકપર ચઢે નહીં. જખમની કોર દાબીને પાટો બાંધવો.

જ. બચ્ચું બેશુધીમાંથી શુધીમાં આવે—કોઇ કોઇ વાર ઝાડો કબજ હોવાના કારણે બચ્ચું બેશુધીમાં આવે છે તે વેળા ગરમ પાણીની પીચકારી સફરામાં મારવી આથી ઝાડો થઇ બચ્ચું હોશીયાર બનેછે.

ઝ. હરસના લોહી વખતે સફરાને ઠંડા પાણીથી ધોયા કરવું અથવા દુસ ઠંડા પાણીનું લેવું.

૮. ગળાના ગાંઠ—લુગડાના કટકાને ઠંડા પાણીમાં બોળીને તે લુગડું બંધે બાજુના ગાંઠ ઉપર મુકીને બાંધી દેવું તેની અંદરનું પાણી બાહેર ટપકાય નહીં એવી યુકતી રાખવી. આ મુજબ દર વીસ મીનીટે કટકો પાણીમાં બોળી ફરી ફરી મુકવો.

ગળાંનો સોજો થવાથી ગળું બેસે છે, કંઠ નીકળતો નથી તે પ્રસંગે આ ઇલાજ સારી પેઠે જાણીતો છે.

ક. પાણીને સ્વચ્છ કરવા માટે તેની અંદર ફટકડી દોહવે છે જેથી અંદરના મલીન રજકરણો નીચે બેસે છે.

બીજો ઉપાય—પીવાના પાણીમાં ચુનાનું પાણી નાખવાથી, પાણીમાંની કારબોનીક એસીડ ગેસ ચુના સાથ મળીને ચાક બને છે જે નીચે ઠરે છે. આ ગેસ ઓછી થવાથી પાણીના બીજા ખારો જુદા પડી નીચે ઠરી બેસે છે.

જે પાણીમાં કેલસીઅમ અને મેગનીસીઅમ વધુ હોય તે પાણી પીનારને ગળે ગાંઠો થાય છે.

---

## પાન નાગરવેલના, ખાવાના.

ખ. સાપનો ડંખ ઝેરી છે કે નહીં તે પારખવા માટે ખાવાના પાનને હાથમાં મસળી ડંખ ઉપર મુકવાથી ચામડી કાળી થાય તો જાણવું કે સાપ ઝેરી છે.

---

## પારસભીંડી—પારસ પીપળ.

ગ. ભગંદર માટે—પારસના ફળનો રસ ભગંદરની અંદર મુકવાથી રૂઝ લાવે છે.

---

## પારસ પીપળો.

ઘ. ગર્ભ ધારણ કરે—પારસ પીપળાનું બીજનું ચુરણ રૂતુ કાળમાં ઘી ખાંડ સાથે ખાવાથી સ્ત્રી ગર્ભ ધારણ કરે.

ચ. આધાસીસી માટે—એનાં ડીડવાં પાણીમાં ઘસી માથાપર લગાડવાં.

---

## પારાની ધાતુ.

છ. ટાંકી—આંખમાં નાસુર પડે, પાંપણ ખરી જાય, શરીરે ચાંઠાં પડે તો રોજ બેવાર નીચલો મલમ મસલવો:—

પારા એક તોલો, ભેંસનું ઘી બે તોલા અને કોકમનું ઘી ૩ તોલા આ ત્રણે ચીજનો સારી રીતે એક રસ કરવો. પારો ખુલ્લી આંખે દેખાવો ન જોઇએ. આ મલમ બનાવતાં ૭ કલાક ખરળ કરવું. પછી તે મલમને ખુલ્લી હવામાં રહેવા દેવો. ત્રણ દીવસ આમ ખરળ કરવાથી મલમ થોડી મહેનતે સારો બનશે. પારાને કોઇબી વસ્તુ સાથ મેળવતાં તેને હવાની ઓકસીજન આપવાની જરૂર છે.

કેટલાંક વસાણાંને ભુકો કરવા માટે કોઇ વઈદો કહે છે જે ઘણા દીવસ ઘસવાની જરૂર નથી, બહુ બારીક ભુકો થાય તો બસ છે.

કોઇ વઈદો કહે છે જે ઘણા દીવસો સુધી ૧ વસાણું મસળવાથી તેનો ગુણદોષ વધે છે જેમકે ઘીને ૧૦ વાર પાણીમાં ધોવું. ૧૦૦ વાર ધોવું અને ૧૦૦૦ વાર ધોવાથી તેના ગુણમાં ફેર પડે છે. પણ તેમાં શું ક્રીયા થાય છે તે સમજી શકાતું નથી.

કેટલાક અનુભવીઓ કહે છે જે હવામાંની ઓકસીજન હવાનું વધતુ પ્રમાણ વસાણા સાથે મળે તેમ તેનો ગુણ વધે છે. ૧ વસાનું સાત દીવસ ઘુંટવું તેનો અરથ એવો નથી કે રોજના ૨૪ કલાક બેસીને ઘુંટયાજ કરવું પણ ૧ દીવસમાં બે કલાક ઘુંટવું પછી તે વસાણા ને ખુલ્લી હવામાં રાખવું. પાછું બીજે દીવસે બે કલાક ઘુંટીને પાછું ખુલું રાખવું. આ મુજબ રોજ કરવું. આ ખુલાસો કેમીસ્ત્રીને આધારે છે. ધાતુ અને હાડકાં હવામાં ઘણા દીવસ ખુલ્લાં રહેવાથી તેના ગુણમાં ફેરફાર થાય છે. તેમ ઝાડ પાનની બાબતમાં પણ હોવું જોઇએ.

ક. ગરમીનો આજાર, જુના નાસુર માટે—પારો ટાંક ૨ા, ખાંડ ટાંક ૧ા આ બંધેને મોંઢાની ફુક સાથ મસળવું, પારો એક રસ થાય ને નીચે મુજબ મેળવવું:—બીજી ખાંડ ટાંક ૧ા, રૂમી મસતકી ટાંક ૩, ગુંદર ટાંક ૫, હીંગળો ટાંક ૨ એની વટાણા જેટલી ગોળી બનાવી રોજ અકેક ખાવી.

ક. દરાઝ—દરાઝ માટે પારો, ગંધક, આમળા, મોરથુથુ લીંબુના રસમાં વાટીને લગાડવું.

ખ. ગોળીમાં મવાદ હોય તે ઉપર પારાનો મલમ માખણ સાથે મેળવી મસળવું. અથવા પારાના સુકા મલમની પટી મારવાથી મવાદ વગ રાઇ જાય છે.

ગ. પરમો સાકરીઓ, મીઠી પીસાબ—એ દરદ માટે પારો ટાંક ૧, ત્રીફળ ટાંક ૯, જેઠીમધ, સુંઠ, ગળોનો રસ દરેક ટાંક ૩ એની ગોળી બનાવીને ખાવી.

ઘ. પારાની ખાક—કેલોમેલ અને એનટીપાએરીન સાથે આપે તો ઝેર ચઢે; પેટની અંદર રસ કપુર બને છે.

ચ. ગાંઠ પેટની ખસે અથવા આંતરડું વળ ખાય—તો જીવતો ધોયલો પારો તોલા ૫ દરદીને પીવાડવો (શેર ૧ પીવાય તોબા અડચણ નથી) તે ઝાડા વાતે નીકળી જાય છે. વજન ભારે હોવાથી આંતરડાંમાંથી પસાર થતાં આંતરડાંને સીધું કરે છે. જો પારો ઝાડામાં નીકળે નહીં તો દરદીને ઉંધો ટાંગવો ત્યારે મોંઢામાંથી પારો નીકળી પડશે. પછી દરદીને મરઘાંનો રસ ચાલુ આપવો અને પેટે પાટો બાંધી રાખવો.

છ. પારો ધોવાની રીત:—કાદવના વાસણમાં પાણી નાખી તેમાં પારો મુકી તેને ઈંગારે રાખવું. પાણી વધારે નાખવું પડે તો અડચણ નહીં. પાણી કાળું થાય તો જાણવું જે પારો શુદ્ધ થયો.

જ. પારો ધોવાની બીજી રીત—હરડાં, બેહેરાં, આમળાને મીઠાં પાણીમાં કલાક ૨૪ રાખવાં તે ગાળીને તે પાણીમાં પારો ધોવો.

ઝ. જુ, ખોરો અને નીખ—પારાનો માખણીઓ મલમ અને માખણ સંભાગે મેળવી લગાડવો.

ટ. પારાની ગોટી થાય—ખીરકંદ (દરજી કંદ) નું ગાબડું કહાડી તેમાં ૮ ટાંક પારો ભરી મોઢું બંધ કરવું ૨૧ દીવસ પછી કહાડવું.

ઠ. જુ મારવા માટે પારો પાનના રસમાં મસળીને લગાડવો.

ડ. માખણ જેવો ઘટ કરવા માટે પારાને "હરણ ખોડી" નામની વન

સપતીમાં ૩ દીવસ મસળવું.

---

## પાલખની ભાજી.

ક. રેતી પીસાબે—ભાજીના બીની ચાહ પીવાથી, પીસાબની રેતી નીકળી પડે છે.

ખ. પથરી હોય તો પાળકની ભાજી, ચોળાઇની ભાજી, કાકડી, દોધી, દાડમ વગેરેમાંથી કોઇબી એક ખાવામાં લેવું.

---

## પામોડીઆ=પમારીઆ.

ગ. રગતપીટનો ઉપાય—જંગલી પમારીઆના બીજ ૦ા તોલો વાટીને ગાયના દુધમાં ભીંજવી સહવારે પાવું.

---

## પીપળ લીંડી.

ધ. અજીરણુ તથા છાતીમાં પીત—એ માટે પીપળ મોટી ૨, નીમક ૧૦ વાલ મેળવી ખાધા પછી ખાવું. પીટ નરમ પડે છે.

ચ. અડગરી—૩ વાલ પીપળને સરબત સાથે લેવાથી અડગરી બંધ થાયછે

છ. કફ ગળાંનો—૪ વાલ પીપળ મધ સાથે દીવસમાં ત્રણવાર લેવું.

જ. સરદી માટે—પીપળ વાળ ૩ દીવસમાં બેવાર ખાવી.

ઝ. ભુખ માટે—પીપળ પાંચ વાળ ખાવાથી ભુખ લાગે છે.

ટ. વીર્ય વધે—પીપળ, લવેંગ, અકળગરો, ભાંગ દરેક ટાંક ૫ મધ શેર ૦ાા સાથે મેલવી વજનમાં ૩ અથવા ૫ ટાંક ખાવું. અથવા તેનું ચુરણુ દુધમાં ઉકાળી પીવું.

ઠ. વીરય વધે—પીપળ ૧૦ ટાંક, ગાયનું દુધ ૧૦ શેર, સાકેર ૦ા શેર

બાળી ભુકો કરવો, રોજ આ ભુકો ૦। તોલો બેવાર ખાઇ તે ઉપર દુધ પીવું.

પીપળ તે પીપળાનું ઝાડ બીજી જાત પારસ પીપળ છે.

લીંડી પીપરને કોઇ લીંડી પીપળબી કહે છે.

ક. હેડકી માટે પીપળ અને સાકર ખાવી.

ખ. શકતી માટે—પીપળ ટાંક ૧ મધ સાથે ખાવી.

પીપર એ પીપરી મુળના ઝાડનું ફળ છે. લીંડી પીપર તે નાની છે. ઘોડા પીપર તે મોટી છે.

---

## પીપળો.

ગ. અજીરણ, છાતીની દાહ માટે--પીપળાની છાળની રાખ સફેદ થાય તે વાલ ૨ મધમાં ખાવી.

ઘ. દભરાયલા માણસે પીપળાનું એક પાન ગોળ સાથે ૨૧ દીવસ ખાવું.

ચ. ગાંઠ બેસે--પીપલના પાતરાં ઉપર ઘી ચોપડી ગરમ કરી ગાંઠ ઉપર મુકે તો ગાંઠ બેસી જાય.

છ. બચ્ચાંને આંકરી—પીપળાની વડવાઇ સ્ત્રીના દુધમાં ચાર ઘસકરા ઘસીને પાવી. ઇલાજ સારો છે.

જ. ફીફરૂં—પીપળાની વડવઇનો ભુકો ૦। તોલો લેવો તેને પાણીમાં મેળવી પાવો, અફીણ અરધો વાલ ઉમેરવાથી વધુ ફાયદો છે.

ઝ. કુતરાનું ઝેર--પીપળાની વડવાઇનો ભુકો ૦॥ તોલો પાણી સાથ પાવો; ઝેર ઉતરી શકે તેવું ન હશે અને દરદીનું આયુસ વધુ ન હશે તો તે પીધેલી દવા વામીટ કરી નાખશે. જો એકવાર દવા પચે તો ૩ દીવસ એ ઇલાજ ચાલુ રાખવો. હડખું લાગેલો દરદી સારો થાય છે.

પરહેજી-તેલ, મરચું, ખાટુ ન ખાવું.

ટ. સ્ત્રીને દસ્તાન ઘણું આવે તો પીપલાના સાત પાતરાં દીવસમાં ૩ વાર

ખાવામાં આપવાં.

ક. શરીરને શકતી માટે--પીપર ટાંક ૧૦, ગાયનું દુધ શેર ૧૦ અને શાકેર શેર સવા પાંચ એને ઉકાળી, ચુલા ઉપરથી નીચે ઉતારી થંડુ થાય ને ફરી ચુલે ચઢાવવું એ મુજબ થંડુ પાડી પાડીને ચુલે ચઢાવ્યા કરવું અને એનો ભુકો બનાવવો. ૦ા તોલો રોજ સહવારે દુધમાં ખાવું.

ખ. માણુસનું દીલ ધડક ધડક થાય તેનો ઇલાજ--તુલસીના પાંતરાના ૨ સમાં પીપરને ઘસીને નાકમાં નાશ લેવો તથા પીવામાં આપવો

---

## પીત પાપડો

ગ. તાવ માટે--પીતપાપડાનો કાહવો અથવા ચાહ પીવી.

---

## પીળવંત.

ઘ. અંતરગળ બચ્ચાંને તેમજ મોટાંને પીલવંતના પાતરાં છુંદીને અંદર દીવેલ નાખીને પાટા દીન ૨ બાંધવાં. (દીવેલ આ દરદ માટે ઘણું ઉપયોગી છે)

ચ. કુતરાના ઝેર માટે--બે તોલા પીલવંતનું મુળીઉં પાણીમાં વસીને પીવામાં લે છે.

છ. ગોળી મોટી થાય અથવા આંતરડું ગોળીમાં ઉતરે—તે માટે પીલવંતના પાતરાંને છુંડી તેમાં એરંડીયું નાખી જરા ગરમ કરવું તે પોટીસથી ગોળી સેકવી અને પોટીસ ગોળી ઉપર બાંધી રાખવી. આ મુજબ દશ દીવશ કરવું.

આ દરદ છેક નાનાં બચ્ચાંને હાલ થાય છે. છાલાપાલાના ગુણ ન જાણુવાથી માબાપો ગભરાય છે. દરેક માબાપે આ સહેલો ઉપાય જાણુવાની જરૂર છે.

જ. મસા જાહુકના જાય—પીલવંતના ફળ શેર ૦ા નો રસ પીંવો ઉપરથી મીઠો છાસ પીવી. ૨૧ દીવસ આ ઇલાજ ચાલુ રાખવો.

## પીલોરી.

ક. આંટણુ માટે—એનાં ઝાડના પાંદડાંનો રસ, સીંધવખાર સાથે મેળવી લગાડે તો આંટણુ જલદી પોચું પડે છે.

---

## પીળી પોપટી (પતંગીઉ).

ખ. કુતરાના ઝેરનો ઈલાજ—કુવા આગળ ભીની જગા ઉપર પીળી પોપટી ઉડે છે તેની આંખ પીળી રહે છે. એક પોપટીને ગોળ સાથ મેળવીને ગોળી બનાવી દરદીને ખવાડવી. દરદી એકદમ આ ગોળી ગળી જાય તો જાણવું જે કુતરાનું ઝેર લાગુ નથી.
આ ગોળી જો દરદી ગળી નહીં જાય તો જાણવું જે તેની ચામડીમાં કુતરાનું ઝેર લાગુ પડયું છે. આવી ગોળી એક ૩ દીવસ સુધી જબરજસ્તી કરીને ગળાવવી તેથી ઝેર ઉતરી જશે.

---

## પુત્રજીવક—ગર્ભકા—જીયાપોતા.

ગ. ગર્ભને મદદ કરનાર વીર્ય વધારનાર, આંખને તેજી આપનાર છે.
પુત્રજીવક વ્રક્ષ ઇંગોરીઆ જેવું થાય છે. એના ફળના ઠળીઆની માળા, જેનો દીકરો જીવતો ન હોય તે પહેરે છે, બનારસમાં એ રીવાજ છે. એનાં પાતરાં આસોપાલવને મળતાં છે. એનું ઝાડ પુનામાં પેસવાના વાડામાં છે. બીજું મુંબઇમાં રાણીના બાગમાં છે.

---

## પેપરમીંટ.

ધ. પેપર=મરી અને મીંટ=ફુદનો; જેમાં ફુદના તથા મરીના ગુણ હોય છે તે પેપરમીંટ કહેવાય છે.

ચ. પેપરમીંટના ફુલ—પેપરમીંટના તેલની આસપાસ બરફ મુકયું હોય તો તેમાં ફુલ બંધાય છે. ફુલ કાઢી લીધા પછીનું તેલ ઘણું હલકું, કસ વગ

રનું, સસ્તું વેચાય છે. આ હલકા તેલમાંથી પેપરમીંટનો અરક બને છે. અને તેનું પાણી બને છે તે પાણી દરદીની દવામાં વપરાય છે તેથી તેનો સ્વાદ અને વાસ દરદીને પસંદ હોતો નથી અને ધારેલો ફાયદો થતો નથી. માટે દવાના કામમાં સારૂં તેલ વાપરવું જોઇએ. ખરો માલ ઝાઝો વપરાતો નથી ખોટા માલથીજ કામ ચાલે છે.

ક. દાંતના દુખાવા માટે દાંત ઉપર ફુલ મુકવામાં આવે છે.

ખ. પેટના દુખાવા માટે પેપરમીંટના ફુલ પાન સાથે ખાવામાં આવે છે.

ગ. શરદી માટે પણ ઉપર મુજબ ખાવામાં આવે છે.

ઘ. માથું દુખે તે માટે ફુલ મસલવામાં આવે છે.

ચ. સંધીવા માટે--તેલમાં પેપરમીંટના ફુલ મેળવી મસળે છે.

અજીરણ માટે—ફુલ પાન સાથે ખવાય છે.

સારી જાતનું તેલ ઉપલા બધાં કામમાં આવે છે.

પેપરમીંટના ફુલ સાથે વીલાતી જુલાબનું નીમક ભેલીને માલ સસ્તો કરવામાં આવે છે.

છ. પેપરમીન્ટના ફુલ અને કપુર સરખે ભાગે લઇ સાથે મસળે અથવા જરા ગરમ કરે તો, તેલ જેવું બને છે. તે તેલ દાંતમાં મુકાયછે તથા બીજા કોઇબી શરીરના દુખાવાપર મસળાય છે.

---

## પોટાસ આયોદાઇ.

જ. કાન—બચ્ચાંનો કાન પાકયાજ કરે અને રૂઝ નહીંજ આવે તો પોટાસ આયોદાઇ પીવામાં આપવો; બચું છેક નાનું હોય તો તેની માને પોટાસ પાવો.

---

## પોટાસ બાઈ કારબન.

ઞ. પીસાબ છોડવવા માટે પીવામાં લેવો. (સોદા બાઈ કારબન પણ વાપરે છે.)

## પોરટ વાઈન-દરાખનો રસ

### આફ્તાબી દારૂ.

ક. માંદા અને નબળાં માણસને આપવાથી કઉવત આવે છે, ભુખ લગાડે છે, ઝાડા તથા દસ્તાન થતાં હોય તેને ફાયદો આપે. સુકા ખાના સાથે પીએ તો ગુણ કરે. ચાવલ, લીલી તરકારી સાથ લેય તો છાટી ઉપર ખાટું પીટ થાય.

---

### ફટકી. Alum.

ખ. આમન—ફટકીનું પાણી આમન ઉપર લગાડવાથી તે અંદર બેસી જાય છે.

ગ. લેપ—ફટકીને ઇંડાંની સફેદી સાથે મેળવવાથી, સીમેંટ થાય છે. જે ભાગેલા હાડકા ઉપર લગાડવાથી મજબુતી આપે છે.

ઘ. ઘાભણુ બાફેલી ઘાભણુને ફટકીના પાણીમાં બોળી ફરી પકવે તો ચીકાસ વધુ થાય છે તેનું સીમેંત બહુ મજબુત રહે છે.

ચ. આંખ—આંખમાં ફટકીના પાણીના ટીપાં નાખે છે તેથી ઝાંખ નરમ પડે છે. અને ગરમી કપાય છે.

છ. લેપ ભાંગેલા અથવા મોચકાયલા હાડકાં માટે— ફટકી ૧, આંબા હળધ ૨, ઇંડાંની સફેદી ૩ તોલા મેલવીને તેનો લેપ લગાડવો.

જ. કમળો—કમળા માટે ૦। તોલો ફટકી, પાંચ તોલા પાણીમાં મેળવી બબે દીવસને આંતરે પાવી. ઝાડો, ઉલટી થાય તેની અડચણ નથી. કમળો સારો થાય છે.

ઝ. મંજન—ફુકારેલી ફટકી ૧ ભાગ, કાળા મરી ૧ ભાગ મેળવી બેવાર રોજ મંજન કરવાથી મોઢાંનો વાસ નરમ પડે છે.

ટ. આંગળાના નખ ચામડીમાં પેસે (Ingrowing nail) તે ભાગને સેક કરી, પછી ફટકીનો ભુકો દાબવો ઉપર રૂ મુકવું. રોજ આ મુજબ

કરવું. નખ પોચું પડે છે.

લાકડું બળે નહીં—ફટકીમાં ભીંજવેલું લાકડું અને લુગડું ઇંગાર માં જલદી બળતું નથી.

ક. તાવ—ક્વીનાઇનને બદલે પાંચ ગ્રેન ફટકી દર ત્રણ ત્રણ કલાકે આપવી ઠંડી વાગીને ચોકસ વખતે આવતા તાવ માટે બે કલાક આગળથી આપવી, પછવાડે મીઠાનો જુલાબ જરૂર આપવો.

ખ. ટાઢીઓ તાવ—ફુલવેલી ફટકી ૫ ગ્રેન ચાર ચાર કલાકે આપવી.

ગ. સાંપનું ઝેર—મદારીઓ સાંપને કરડાવી, તરત ફટકીનું પાણી પીએ છે તેથી ઝેર ચઢતું નથી.

ઘ. સાંપનું ઝેર, વીછુનું ઝેર—ફટકી ૨૦ ગ્રેન, સ્પીરીટ એમોનીઆ આરોમેટીક બે આઉંસ (અથવા ફટકી પીગળે તેટલુ) એમાંથી ૨૦ વીસ ટીપાં પાંચ તોલા પાણી સાથે દર ચાર કલાકે આ પવું. ઝેર ઉતરે છે. વીછુનો દંખ તરત ઉતરવા માંડે છે

ચ. સસણી માટે—ફુલવેલી ફટકી ટાંક ૦ા મધ સાથે ખવાડવી.

છ. ખાંસી બચાંની, હુપીંગ કફ—ફટકી વાલ ૧, પાણી ૫૦ વાલમાં મેલવી તેમાંથી પાણી ૦ા તોલો દરેક કલાકે આપ્યા કરવું.

જ. આમણ સફરામાંથી બહાર નીકળે તો ફટકીની ધુંઇ આપી આમનને દાબે.

ઝ. લોહી—શરીરના કોઇબી ભાગમાંથી લોહી નીકળે તો ફુલવેલી ફટ કી વાલ ૧ થી ૨ સાકેર અને દહી સાથે ખવાડવી.

ટ. કમળો—લીંબુની ફાડમાં ફટકી ટાંક એક ફુલવીને મુકવી અને લીંબુ ચુસવું.

ઠ. ટાંકીની ભુકી—ફટકી ફુકારેલી તોલા ૨, કાથો તથા પાપડીઓ ખાર તોલો ૦ા, બોદાસીંગ તોલો ૦ા, સંગ જીરૂં તોલો ૦ા, બધું કપડછંડ કરી આયોદોફોરમની જગે વાપરવું તેથી ટાંકીની ચાંદી રૂજે.

ડ. આંખની રતાસ કાપે—ફટકી બે ઘઉંભાર, એક આઉંસ ચોખું ટાંકા નું (વરસાદનું) પાણી મેળવી ૨ ટીપાં આંખમાં મુકવાં.

ઢ. લોહી ગમે તે દવારથી પડે તેને ફટકી ખવાડવાથી ફાયદો થાય છે.

ક. માંઉંસના લોચાને કઠણ બનાવે—ફટકી અને દાડમની છાલ પાણી સાથ ઘસીને લેપ કરવાથી લબડી પડેલા શરીરના માઉંસ લોચાને કઠણ બનાવે છે.

ખ. સાપનું ઝેર ઉતરે—ફટકી ૨૦ ચણોટીભાર, પાણી તોલા પાંચ, નવસાગરના અરકના ટીપાં ૨૦ સાથ મેળવી દર ચાર કલાકે ૩-૪ વાર પીવાથી ઝેર ઉતરે છે.

ગ. ઝેર સાંપનું, ઉંદરનું, વીચ્છુનું ઉતરે—ફુલવેલી ફટકી અરધા પઇસાભાર ૨ તોલા પાણીમાં મેળવીને પાવી.

ઘ. કાનનું ગળવું—ગળતા કાનને પાણીથી ધોઇ સાફ કરીને અંદર નીચે મુજબ દવાના ૧૦ ટીપાં નાખવાઃ—ફટકી ગ્રેન ૮, ઝીંક સલફસ ગ્રેન ૮, પાણી ૧ આઉંસ.

ચ. દાંત હીલતા મજબુત થાય—તંબાકુ ૪ તોલા, મરી ૧ તોલો, લવંગ ૦ાા તોલો, ફુલવેલી ફટકી ૪ તોલા મેળવી દાંતનું મંજન બનાવી વાપરવું.

છ. મસા શરીર ઉપર થાય તે માટે—ફુલવેલી ફટકી હીવેલમાં મેળવીને ચોપડવી.

---

## ફરાસ પાપડો.

જ દરાઝ માટે ફરાસ પાપડો લીંબુના રસમાં ઘસીને લગાડવો.

---

## ફરંગી ધતુરો.

ઝ. વાળા માટે ફરંગી ધતુરાના કુમળાં પાતરાંનો રસ ૨ પઇસાભારમાં ગરમ ઘીના ટીપાં ૭ નાખીને પીવું.

---

## ફારૂકી.

૮. કુતરાનું ઝેર—ફારૂકી ચોખ્ખું તોલો ૦ા થી ૦ાા દરરોજ દીવસ ૩

સુધી ખાય તો કુતરાનું ઝેર લાગે નહીં.

---

## કુદનો. Mint.

કુદનો બસરાઈ=મેનઠા સતાઇવા.

કુદનો ગામઠી=મેનઠા ઇનડીકા.

કુદનો પહાડી=મેનઠા વીરીડીસ=સ્પરમીન્ટ.

કુદનો ગરમ છે એની ખુશબો સારી છે.

ક. અડગરી માટે—ચાહમાં કુદનો અને લીલી ચાહ નાખીને પીવી.

ખ. પરસેવો લાવવા માટે—ઉપલી ચાહ ગરમ કરી પીવી. તાવ વાળા દરદીને પરસેવો છુટીને તાવ નરમ પડે છે.

ગ. પાણી ચોખું થાય—૧ ગ્યાલન પીવાના પાણીમાં ૧ વાલ ફટકી મેલવો તો સઘળું કચરૂં નીચે બેસે છે અને પાણી ચોખ્ખું થાય છે.

ઘ. કાનમાં પરૂ તથા દુરગંધ હોય—કાનમાંથી પરૂં નીકળે અને કાન વાસ મારે તો કુદનાના રસના ૧૦ ટીંપા કાનમાં નાખવાં.

ચ. ખુજળી—કવચ લાગી ખુજલી થાય તો કુદનાનો રસ લગાડવો.

છ. ઉલટી બંધ થાય—કોલેરાની અથવા બીજી કોઇબી ઉલટી માટે કુદનાનો રસ નવટાંક દીવસમાં ૩ વાર પીવું.

---

## બકરી.

જ. માથાનો ખોરો, માથાની જીણી ફુલ્લી—બકરીની લીંડ વાટીને માથે ચોપડવી તેથી ફુલ્લી સારી થાય છે.

ઝ. સોજો—સોજા માટે બકરીની લીંડ ગરમ કરી લેપ કરવો.

ટ. ખહી—ખહીવાળા દરદીએ બકરીનું દુધ ચાલુ પીવું.

ઠ. ખહી—ખહીવાલા દરદીએ બકરાંના મુતરનો ખાર ૨ આની ભાર મધમાં ચાટવાથી ખહીને ફાયદો થાય છે.

ડ. ખહીવાળા દરદીએ બકરાના લોહીની મમી (મુંમાઇ) ૨ થી ૪ વાલ મધ સાથે સવાર સાંજ ખાવી.

(મમી બનાવવાની રીતઃ—કાળી ધોયલી મટોડીને સુકવીને બકરાંના લોહીના સાત પત દેવા.)

ક. ખહીવાળા દરદીએ બકરીના દુધનો માવો તોલા ૫ સાકર સાથે રોજ ખાવો.

ખ. ખહી માટે બકરાંની લીંડી તોલા ૨ પાણીમાં લઢી ગાળીને મધ સાથે પાવું.

ગ. ખહી માટે બકરાંના વાલનો ધુમાડો રોજ બેવાર શ્વાસમાં લેવો.

ઘ. ખહી માટે બકરાની મોઢાની લળ મધમાં ચાટવી.

ચ. બાળ પાછા આવે—બકરાંની લીંડીને છાયામાં સુકવવી. કોરી હાંલ્લીમાં મુકી તેમાં પાણી નાખવું. જમીનમાં ખાડો ખોદી તેમાં બીજુ વાસણ મુકવું તે વાસણમાં લીંડીવાળું વાસણ બરાબર કપડછંડ કરીને મુકવું છાણા મુકી સળગાવવું. વાસ નીકળે ત્યારે ચુવો થયલો જાણવો. વાસણ કાઢી પેલા મલાઇ જેવા ચુવામાં ટનકનખાર ટાંક ૫, બોડાસીંગ ટાંક ૨, ઘી ટાંક ૫ મેળવીને વાળની જગા ઉપર લગાડે તો વાળ ફરી ઉગે છે.

---

## બકરાંની તલ્લી.

છ. મીઠી પીસાબ માટે—બકરાંની તલ્લીને છરી વતી કાપ મુકી, અંદર મીઠું ભરી, ભુંજીને પંદર દીવસ ખાવામાં લે તો, મીઠી પીસાબવાળા દરદીને ઘણો ફાયદો થાય છે; આ ઈલાજ કેટલાક દરદી માટે સેહેલો, સસ્તો અને સગવડભરેલો છે.

---

## બકરીની લીંડી.

જ. સાંપના ઝેહેર માટે—બકરીની લીંડી બાળીને તેની રાખ કરી ખાવામાં આપે; અને બકરીની લીંડીનો લેપ કરે.

---

## બદામ.

ક. ચામડી નરમ અને સુંવાળી થાય—બદામનું તેલ, ચામડી ઉપર મસળ

વાથી અળસીનું તેલ અને ગ્લીસેરાઇનની માફક ચામડી સુંવાળી કરેછે.

ક. મગજ તરી, માથાનો વેગ જાય--બદામની મીંજ ટાંક ૫, ખસખસ ટાંક ૨, દુધ શેર ૧⅟₂ માં નાખી ઉકાળે. ⅟₂ શેર રહેને તેમાં શાકર ૩ પઇસાભાર નાખી રોજ સુતી વેળા પીવો.જરપત થઇ શકે તો અંદર ઘી ૧ પઇસાભાર નાખવું.

ખ. પથરી બહાર નીકળે--પથરી પીસાબની નળીમાં અટકે તો બદામ ના તેલની પીચકારી મારયાથી પથરી બહાર નીકળે છે.

ગ ચામડીપરનો કાળાસ મટે--ગાળ ઉપર કાળી છાયા પડે તે માટે બ દામના મીચને અંદરવાયાના ફળમાં મુકી ચુહલા નીચે ૮ દીવસ રાખે પછી મીચ મધમાં અને સ્ત્રીના દુધમાં ઘસી ગાળ ઉપર લ ગાડે તો ચામડીપરનો કાળાસ મટે.

ઘ. બેહેરાપણું--બદામના તેલને સરકામાં પકાવીને કાનમાં ટીપાં નાખે તો બહેરાપણું જતું રહે છે.

ચ. ખાંસી શુંચની (ડાબા અથવા પાંજર લાગવું) બદામનું તેલ ⅟₂ તોલો તેમાં એનીસીદ તેલના ૧૦ ટીપાં મેળવી ૬ ભાગ કરવા. ૧ ભાગ સહવાર સાંજ ચાટવું.

છ. જુ માથે થવા દે નહીં--જેને વારંવાર માથે જુ થતી હોય તેને નીચે મુજબ ગળે બાંધી રાખવું:-

બદામને કોરી અંદરથી મીચ કાઢી તેમાં પારો ભરી પાછું બંધ ક રી સીલ કરવું. તે બદામ ગળામાં લટકાવી રાખવી. જુ થવા દે નહીં.

બદામની મીંચ કાઢવાનો સહેલો ઉપાય:--બદામને ઝીણું કાણું પાડી ખુલ્લી રહેવા દેવી; કીડીઓ અંદર ભરાઇ બદામનો બધો મગજ કાઢી લઇ જશે.

---

## બરફ.

જ. તાવ--ભેજાની તાવવાળા દરદીને અથવા જે તાવમાં સનેપાત થયો હોય અથવા થવાનો સંભવ હોય તે વેળા તેના માથા ઉપર રોજનું

એક મણથી વધારે બરફ વાપરવું પડે છે; અને અંગ્રેજી વઇદોને તેની ખાસ જરૂર જણાય છે. નબળાં બાંધાવાળા અને જરા શરદી ન ખમી શકે એવાં શરીરવાળા દરદીને આટલા બધા બરફથી શરીરના બીજા અવયવોમાં નુકસાન લાગવાનો સંભવ રહે છે. તેવા દરદીઓને આખે શરીરે સરદી વ્યાપક થઇ જાય છે. દેશી વઇદુ બરફ જાણતું ન હતું તે વેળાના થતા પ્રયોગો નીચે મુજબ હતા:--

બરફને ઠેકાણે તરબુજ પીવામાં તેમજ લગાડવામાં કામ આવતું હતું. માંથે તાવ ન ચઢવા દેવા માટે કાળી મટોડીમે પાણીમાં ભીંજવી તેને લુગડાં ઉપર મુકી તે લુગડું માથા ઉપર મુકવામાં આવતુ તેનાથી ભેજાંને ઠંડક રહે, પણ આ ઠંડક આખા શરીરે પસરતી નથી.

ઠંડક માટે બીજો ઇલાજ—જુના મકાનની દીવાળનું છારૂં બારીક ભુકો કરી કાળી મટોડીની માફકજ વપરાતું હતું. કાળી મટોડીના જે વોજ તેમાં ગુણ છે.

---

## બરાસકપુર.

ક. હરસના મસા માટે—બરાસ કપુર, કરેણાની જડ, રતાંજરી, ઘસીને ચોપડે તો મસા સુકાઇ જાય છે.

---

## બરોળ-તલ્લી.

ખ. બરોળ--સુકાં અંજીર શેર ૧, સરકો શેર ૦ાા મેળવી તેમાંથી દરરોજ સવારે ૪ અંજીર ખાવાં. સરકો ખાવામાં લેવો, આથી બરોળ સારી થાયછે.

ગ. સરકામાં ભીંજવેલાં અંજીરનો લેપ બરોળપર બાંધે અને ચંદરૂસ માસો ૧ સરકા સાથે ચટાડે તો બરોલ સારી થાય.

ઘ. બરોલ માટે નીચલા ઉપાયો છે:—બલીસ્ટર મુકીને, દોરાનું પોત મુકીને, ગેળીનું પોટ મુકીને, દાહમ મુકીને. ચાર મહીના સુધી આ દરદના ભાગને ઝરવા દેવું. ઉપાય ઘણા સારા છે, વઢાડ કાપ કર

વાની જરૂર પડે નહીં.

ક. ચેવલી પાન સાથે કુલવેલો ટંકન ખાર ખવાડે તો બરોળ સારી થાય.

ખ. બરોળ ડાબી બાજુના પાંસરા નીચે હોય છે તે માટે કનેરની જડની છાલ વાલ બે રોજ સરબત સાથે પીવી અને સરકા સાથે વાટી બરોળપર ચોપડવી. આ જડ ઝેરી છે. (હકીમ નીલાનુસ કહે છે જે એના જેવો બીજો કોઇ ઉપાય નથી.)

ગ. જવના ઝાડના લાકડાના પ્યાલામાં જમવું અને પાણી પીવું તો બરોળ ને ફાયદો કરે છે.

ઘ. બરોળની (Spleen) ગોળી—જવખાર, ખડીઓખાર, નવસાર, એ ળીઓ, રેવનચીનો સીરો, હીરાકસી સંભાગે કુવારના પાઠના રસમાં ૪ પહોર (૧૨ કલાક) મસળીને ચણા જેટલી ગોળી કરવી તે માંની ગોળી ૨ રોજ વરીઆળીના પાણીમાં ગળવી.

આ વસાણા વધુ વખત મસળાય તો ગુણ વધે છે.

ચ. મરજાદના મુળને છાયામાં સુકવી બારીક કરી ભારોભાર ખાંડ મેળવી ૧ તોલો સહવારે પાણી સાથ પીવી. દીન સાત પીવાથી બરોળ મટે છે.

---

## બળબીજ.

છ. પરમો રગતીઓ, પરમો લોહીવાળો—પરમા માટે બળબીજના પાતરાંનો રસ શેર ૦। પીવો. પાતરાં ન મળે તો બળબીજ, એખરો, ખાંડ સંભાગે ફાકે તો પરમો સારો થાય છે.

---

## બાવચી.

જ. સફેદ કોઢ માટે—બાવચી, આમલીના ચીચોડા છોલેલા સંભાગે લઇ લેપ કરવો.

ઝ. હાથ પગનું ઠંડીમાં ફાટવું—બાવચી, માયાં, ઘોડાવજ, કાલા તલ,

હળદર, મોથ, શેરી હુબાન સંભાગે ચુરણ બનાવી ઘીમાં મેળવી લગાડવું. (ઉપાય ખાસ છે)

ક. કોઢ સફેદ—બાવચી તોલો ૦|, કરીઆતું, વરીઆળી દરેક તોલો ૦||, એલચી નંગ ૨૦, પાણી શેર ૪ ઉકાળી શેર દોઢ રાખી તેમાંથી તોલા ૫ દીવસમાં ૩ વાર લેવું.

ખ. કોઢનો લેપ—બાવચી, હળધ, ગંધક, લીલીબકાન પાણી સાથ મેળવી લેપ કરવો.

ગ. કોઢ—બાવચીને દુધમાં અથવા ગુલાબ જળમાં વાટીને સફેદ ચામડી ઉપર લેપ મુકયા કરવો. ચામડી રતાસ પકડશે. ઉપર ફુલ્લી આય તો ઠંડો મલમ લગાડવો.

ઘ. કોઢ—ઘણા વખતનો હોય તો બાવચી ખાવામાં લેવી.

બાવચી અને કાળા તલ સંભાગે મેળવી એમાંથી બે આની ભાર વજન સાકેર સાથ ઘણા દીવસ ખવાડવું. એની ગરમી ભીલામાના જેવી છે. ભીલામાની બાબદમાં જેમ થાય છે તેમ ખાનારને વળ વળી ઉપડી આવે છે. તે વેળા કાળા તલ, અથવા કોપરાંને છુંદીને બળવળ થતી જગા ઉપર લેપ કરવો. જો પેટમાં ગરમી જણાય તો તલ અથવા કોપરૂં ખાવામાં લેવું અને ગરમી નરમ કરવી.

ચ. કોઢ—માટે બાવચીનું તેલ ખાવામાં ૧૦થી ૧૫ ટીપાં આપવાં.

છ. બાવચીનું તેલ બનાવવાની રીત–૧ ભાગ બાવચી તેમાં ૨–૩ ભાગ પાણી નાખી છુંદવી, અને ભારોભાર બાવચીની બરાબર તેલ લઈ ઉકાળવું અને પાણી બાળી નાખવુ.

જ. બાવચી ગરમ છે, બલીસ્ટર ઉઠાડવાનો ગુણ કેનઠારદીસના જેવો છે; આંખે લાગવી ન જોઇએ.

ઝ. બાલ વધે—બાવચીનું તેલ માથે લગાડે તો બાલ વધે છે. કેનઠારદીસનો ગુણ ધરાવે છે.

ટ. કોઢ—બાવચી કુવાડીઆના બીજ, અજમો, કમળકાકડી સંભાગે બે ટાંક મધ સાથે ખાવી.

ક. કોઢ માટે બાવચી, ગેરૂં, ગંધક, સંભાગે મેળવી અરીઠા જેવી ગોળી કરી રોજ ખાવી.

ખ. કોઢ માટે—બાવચી, કુમારીઆના બી, ગેરૂં સંભાગે મેળવી આદુના રસ સાથે મેળવીને લેપ કરવો.

ગ. સફેદ કોઢ—વરીઆળી ૦॥ તોલો, કરીઆતુ ૦॥ તોલો, એલચી ૨૦ દાણા, બાવચી ૦। તોલો, પાણી શેર ૪, એને બાળીને ૧॥ શેર રાખવું. એમાંથી ૫ તોલા પાણી દીવસમાં ત્રણવાર પીવું.

ઘ. લોહી સુધારવા માટે—બાવચી, ગંધક, આંબા હળધ અને વરીઆળી દરેક ૧ તોલો પાણીમાં ભીંજવી રાખી, ગાળીને પીવામાં લેવુ એનો ઉકાળો કરી પીએ તોપણ ચાલશે અને તે વધુ ફાયદો કરશે.

ચ. સફેદ કોઢ માટે બાવચી દુધ સાથે મેળવી લગાડે છે.

છ. બાવચીનું તેલ—બાવચીને છુંદી જરા પાણી સાથ મેળવી, સરસીઆ તેલમાં ઉકાળવી. પાણી બળી રહે ને ગાળી કાઢવું.

જ. એસેન્સ બાવચી—બાવચીને ઇથર સાથે મેળવીને અરક ગાળી લેવો. નીપારી લેશે તો ચાલશે કારણ કે કાગળમાંથી ગાળતાં ઘણો ભાગ ઉડી જાય છે. એ જલદી સળગી ઉડે એવો પદારથ છે. આ અરક બતી બળતી હોય તે નજદીક ઉભા રહી ચોપડવો નહીં સળગી ઉઠવાનો સંભવ છે.

ઝ. દવામાં લેપ તરીકે વાપરતાં બાવચીને ગાયના મુત્રમાં ૨૧ દીવસ ભીંજવી રાખી છોળતાં કહાડી છાયામાં સુકવીને વાપરવી.

ટ. સુવાવડી બાયડી માટે પરી—વાયુ શરીરે થયો હોય તે માટે—બાવચી, રાસના, ગોખરૂ, તાલવંની, પીઠવંની, અસંધ, એરદમુળ, કઉચા, ગળો, સતાવરી, કાંટાસળીઓ, મોંઠ, હરડેનું દળ, દેવદાર, દારૂહળદર દરેક ૩ ટાંક, લઇ એની પરી ૩ કરવી, ૧ પરી સાથ ૩ શેર પાણી નાખીને ઉકાળવી અને ૦। શેર રહેને પીવાડવી.

ઠ. સફેદ કોઢ માટે—બાવચી, માલવંતી, તેલ કાચલીનું એ સરવે દહીમાં નાખી કોઢ ઉપર મુકવું.

## બાવળ.

ક. કીડ નરમ પડે—બાવળની પાળી છુંદી કીડ ઉપર લગાડવી તેથી કીડ નરમ પડે છે.

ખ. પાઠું—બાવળની પાળી છુંદી તેનો લેપ પાઠાં ઉપર મુકે તો, પાઠાંની અગન નરમ પડે છે અને પાકવે છે.

ગ. વીંચ્છુંનો ડંખ—બાવળની પાળી મોંઢામાં ચાવી ડંખ ઉપર ફુક મારે તો દુખાવો નરમ પડે છે.

ઘ. કીડ માટે—બાવળની છાલનું પાણી ઉકાળવું (૧ ભાગ છાળ ને ૭ ભાગ પાણી) તે મસળવાથી કીડ નરમ પડે છે.

ચ. પાઠું—બાવળની કુમળી પાંદડી અને બોરડીના પાંદડાં છુંદી લેપ કરી બાંધે તો પાઠું અને ગુમડાં પાકે છે.

છ. ફીફરૂં—બાવળના ફુલને ઘીમાં તળી તેની ખાખ કરી ૦। તોલો ખાખ, ગોળ સાથે સાત દીવસ ખવાડે તો ફીફરૂં મટે છે.

જ. મોંઢાનો સ્વાદ બગડેલો હોય તો, બાવળની પાળી ચાવવી.

ઝ. બાવળનો ગુંદર—સ્ત્રીઓને ખવાડવાથી કમરે જોર આવે છે. દસ્તાનની બીમારી સુધરે છે.

લોખંડની ભસ્મ—બાવળનાં પાંદડાંને છુંદી તેમાં કાનસનો ભુકો મેળવી ૧૪ દીવસ સુધી સુરયના તડકામાં રાખવાથી લોહ ભસ્મ થાય છે. તડકે મુકવા કરતાં ભઠીમાં બાળી હોય તો વધારે સારી અને જલદી થાય છે.

બાવળની છાળ કપડાં અને ચામડાં રંગવામાં બહુ વપરાય છે. વીલાયતમાં એને બદલે ઓક ઝાડની છાલ વપરાય છે.

૮. મસા—હરસના મસા માટે બાવળના ઝાડની સુકી પાલી અને થોડી ઉંદરની લીંઠીની ધુંઇ આપે મુઠીભર પાલી એક વખતમાં લીએ અને દીવસમાં ૩ વાર ધુંઈ લેતો હરસ સુકાઇ જાય છે.

૯. આગરૂનું તેલ—બાવળની છાળ અથવા પાતરાં, અથવા સીંગ ૨ તોલા કવચના બીજ ૧ તોલો, અરેઠી ૧ તોલો, આંબા હળદર ૨ તોલા, પાણી શેર ૧, તેલ શેર ૦। એનું તેલ બનાવવું અને તે તેલ લગાડવું

ક. કોઢ--કોઢ માટે બાવલની છાલ તોલા ૪ પાણીમાં આખી રાત ભીંજવી સવારે ઘણા દીવસ સુધી પાવી.

ખ. આગરૂ મોઢાંનો—બાવલની છાલના ઉકાળાના કોગળા કરવા.

ગ. હરસ ઉપર બાવળની કુમળી પાતરીનો લેપ મુકવો.

ઘ. લોહી ઝાડામાં જાય ત્યારે બાવળની અથવા બોરડીની અંતરછાળ બા તોલો વાટી દહી સાકર સાથે બબે પહોરે ખાવી.

ચ. ખાંસી માટે--બાવળની કુપળ અને સાકેરને વાટી પાણી નાખી રસ કહાડી સવાર સાંજ પીવામાં લેવું.

છ. મરડો, ઝાડા—એને માટે બાવળની કુપળને પાણી સાથ છુંદીને તેનો રસ પીવાડવામાં આપે છે. અથવા પાડદાંના ઉકાળાની પીચકારી સક્રરામાં મારે છે.

જ. જુનો પરમો, સ્ત્રીના છુપાં દરદો—બાવળના પાતરાંના ઉકાળાની પીચકારી મારવાથી જુનો પરમો તથા સ્ત્રીના છુપાં દરદોને ફાયદો થાય છે.

ઝ. કોહતાં ચાંદા ઉપર બાવળના પાતડાંની પોલટીસ મુકવાથી રસી નીકળતી બંધ પડે છે અને રૂઝ આવે છે.

ટ. મોઢાની ગરમી માટે બાવળની છાળના ઉકાળાના કોગળા કરવામાં આવે છે. ટાંકીની અસર મોંઢામાં થઇ હોય તે કોગળા થવાથી નરમ પડેછે.

ઠ. ઝાડા છુટવા, મીઠી પીસાબ—ઝાડા છુટે તથા મીઠી પીસાબ માટે પાંચ તોલા બાવલની છાલનો ઉકાળો દીવસમાં ૩ વાર પીવો.

બાવળની છાળ ૪ તોલા, પાણી શેર ૧ા એને ઉકાળીને ગાળી નાખવું એટલે ઉકાળો બને છે.

ડ. આંખની ગરમી—બાવળની છાળને દુધમાં ઘસી, કપડાં વતી ગાળી તેનાં ટીપાં આંખમાં નાખવાથી ગરમી નીકળી જાય છે.

ઢ. દાંતનું મંજન--બાવળની છાળ અને બદામના કોચલાના કોલસાને મીઠાં સાથ મેળવી દાંતનું મંજન બનાવે છે.

ણ. ઝાડા, મરડો, મીઠી પીસાબ—એ માટે બાવળના ગુંદરનું પાણી પીવામાં અપાય છે. અથવા બાવળના ગુંદરના પાણીનું સરબત બના

વીને પીવાય છે.

ક. ઝાડા વાટે લોહી—ગુંદરનું પાણી પીવામાં આપ્યાથી ઝાડા વાટે પડતું લોહી અટકે છે.

ખ. કમળો—કમળા માટે સંધેસરાની તથા બાવળની પાળીનો રસ શેર ૦।, સાકેર ટાંક નવ સાથ ૭ દીવસ પીએ તો કમળો જાય.

ખાંસી માટે—બાવળની કુમળી પાળી છુંદીને તેનો રસ ખાંડ સાથ મેળવી સહુવાર સાંજ પાવો.

ગ. મરડો અને ઝાડા માટે બાવળની પાળીનો રસ અથવા છાળની ચાહ પીવામાં આપે છે. બાવળની છાળનો ઉકાળો પીચકારી તરીકે વાપડવાથી પરમો વગેરે બીજી બીમારીને ફાયદો કરે છે.

ઘ. પરસેવો હાથ પગમાં ઘણો નીકળે—બાવલની સુકી પાલીનો ભુકો મસળે તો પરસેવો બંધ થાય.

ચ. આધાસીસી માટે—બાવળના ઝાડ ઉપર કાંટાના કવરવાળી ડોશી બંધાય છે તેમાનો કીડો તુલસીના પાતરાં સાથ વાટી રસ નાકમાં મુકવો.

છ. કમળો—બાવળના ફુલને બારીક કરી ગોળી મધ સાથે વાળે તે ગોળી તેલમાં ઘસી આંખમાં ચાર દીવસ સુધી આંજવી.

---

## બાલ.

બાળ માથે રાખવાથી ચતુરાઇ વધે છે.

જ. બાળ ન ઉગે. (જુઓ ઓડાસીંગ).

ઝ. બાળ પાછા આવે (જુઓ બકરી).

ટ. બાળ કાળા થાય (જુઓ સાંપ).

ઠ. બાળ વધે—કેસ વરધક ચુરણ (જુઓ સુખડ).

ડ. બાળ કાળા થાય—નગોડનો ચુવો શેર ૧, મધ શેર ૧, ઘી શેર ૧ લોઢાના વાસણમાં મેળવી ઉપર લોઢાનું ઢાંકણુ ઢાંકી ૪૦ દીવસ અનાજની કોઠીમાં રાખી તેમાંથી ૧ આંગળી દીન ૩ ચાટે તો બાળ કાળા થાય.

ઢ બાળ ન હોય ત્યાં આવે, બાળ વધે—તદુકમાઈતું, લવંગ, ચીની કપુર દરેક તોલો ૦। તેને તેલ શેર ૦। માં મેળવીને જાડું કરી ચામ

ડી ઉપર લગાડવું.

ક. હરસના મસા માટે—ચેટાંના બાળની ધુંઇ આપેથી હરસના મસા મટે છે.

---

## બાળક.

ખ. ઉંઘમાં બચ્ચું રડે તો જાયફળ પાણીમાં ઘસી કપાળે લગાડે તો શાંતીથી ઉંઘે છે.

ગ. બચ્ચું ઉંઘમાં મુતરે—આકરાના ફુલ સુકાં શેર ૦।, કાલા તલ શેર ૦। ને ગોળ સાથે મેલવી તેની ૧ વાલની ગોળી કરવી. તેમાંની ૧ ગોળી પાણી સાથ ઘસી સહુવારે ખવાડવી.

ઘ. બાળક બીહીને ઉઠે—કાકડાસીંગ, પીપળી મુળ, અતીવીખ, અકેક ટાંક મેળવીને તેમાંથી ૧ વાલ ભુકો મધમાં મેળવી ચટાડે.

---

## બાળગાતુખમ.

ચ. ખીલ—બાળગાતુખમનો બારીક ભુકો, ઈંડાંની સફેદી સાથે મેલવી ખીલ ઉપર લગાડવું. ખીલ ફોડવા જોઇએ નહીં. ખીલ ફોડવાથી તેની રસી બીજીગમ લાગે છે અને નવા ખીલ વધે છે.

---

## બાળાગોળી.

છ. અજમો ૧, હરડે ૧, ખારક ૧, જાયફળ ૧, મોરચસ ૧, અફીણ ૦।।, કેસર ૧, મધ ૨ ભાગ, આ પ્રમાણમાં મેળવીને તેની ગોળી ૦।। ગ્રેન ની બનાવવી. બચ્ચાંને ૧ આપવી. આ ગોળી સરકારી પરવાના વગર વેચી શકાય નહીં.

---

## બીજોરૂં.

જ. દરેક જાનવરના ઝેર માટે ઉપાય—બીજોરૂં તોલો ૦।। ફાકવું, યા બીજોરૂં તોલો ૦।। ખોખરાં કરી પાણી સાથે પીવું, બીજોરૂં તોલો ૦।। કાહવો કરી પીવું.

ઝ. ગર્ભ ધારણ કરે—બીજોરાનું મુળ દુધમાં ઉકાળી તેમાં ઘી નાખી રજ શ્વલાના દીવસ ૩ પીવું તો પછી ગર્ભ ધારણ કરે.

## બીર=બીએર.

ક. બીર એ જવમાંથી બને છે, જેમ હીંદુસ્તાનમાં જુવારમાંથી બોજો બને છે તેમ એ જવનો બોજો છે.

---

## બીલ્લાં.

ખ. બાળકને અતેસાર—બીલ્લાંનો ગર, ધાવરી, વાળો, લોઢર, પીપળ, સંભાગે મેળવીને ભુકો કરી તેમાંથી બે વાલ દીવસમાં ૩ વાર ખવાડવું.

---

## બુરા ખાંડ.

ગ હળદીઆ સનેપાતનો ઉપાય––બુરા ખાંડ ૧૦ ટાંક, સુરોખાર ટાંક ૩ એનાં પડીકાં ૩ કરીને ૧ દીવસમાં ૩ વાર ખાવાં. આથી ઝાડા છુટશે અને રોગ મટશે.

---

## બેહેડા.

ઘ. આંખની ગરમી અને ઝાંખ મટે—બેહેડાંને મધ સાથે ઘસીને દીનમાં ૩ વાર આંખે આંજવું.

---

## બોડાસીંગ.

ચ. બગળ વાસ મારતી હોય તો બોડાસીંગ પાણીમાં ઘસી લગાડે તો વાસ બંધ થાય.

છ. બાલ ન ઉગે—ગધેડાંના લીંડાં શેર ૨૦ છાયામાં સુકવેલાં કોરી હાંલ્લીમાં ઘાલી પાણી નાખી કપડછંડ કરવું. વરાળ નીકળે નહીં તેમ કરવું. જમીનમાં એક બીજું વાસણ દાટી તેમાં લીંડાવાળું વાસણ મુકવું, છાણાં ઉપર મુકી સળગાવવાં. લીંડાનો વાસ નીકળે ત્યારે વાસણ ઉચકી લેવું. વાસણમાં ચુવો મલાઇ જેવો થાય તે જુદો પાડી લેવો પછી ટંકનખાર ટાંક ૫, ઘી ટાંક ૫, બોડાસીંગ ટાંક ૨ મેળવીને એ મેળવણી ચુવા સાથે એકઠી કરે અને બાલને લગાડે. બાળ ફરી આવે નહીં. (બકરીની લીંડ લઇને જો આ ઈલાજ કીધો હોય તો બાળ વધે, ખરતા અટકે.)

જ. વીસકુટક—બોદાસીંગ બાળેલી ૦॥ પઇસાભાર, જુની કામરી (વાંસ) ને

બાળીને કરેલી રાખ ૦ાા પઇસાભાર, એલચી દાણા ૮ પઇસાભાર, બરાસ કપુર માસો ૧ કપડછંડ કરી ચાંદામાં દાબે તો રૂઝ આવે.

ક. ટાંકી ઉપર દાબવા માટે—બોદાસીંગ ટાંક ૦ાા, સફેદો ટાંક ૧ા મેળવીને લગાડવું.

ખ. વાંદરો કરડે તેનું ઝેર–બોદાસીંગ (મુરદાસંખ) પાણીમાં ઘસીને ઘાપર લગાડે તો સારૂં થાય.

---

## બોરડી.

ગ લોહી ઝાડા અટકે—બોરડીની લાખ તોલો ૦ા થી ૦ાા મધમાં ચાટવી રકતશ્રાવ અટકે, બોરડીની અંતર છાળ તોલો ૦ા અથવા ૦ાા વાટી દહી તથા સાકેર સાથે ખાય તો લોહી બંધ થાય.

ઘ. હાથ પગની ઝરી છુટે તો બોરડીના પાતરાં વાટીને ચોળવાં.

ચ દાઝેલા ઉપર--બોરડીનું કુંપળ વાટીને ચોપડવાથી અગન નરમ પડે છે

છ. ખીલ--ખીલ માટે ચીની બોરની રાખ પાણી સાથે ચોપડવી.

જ. બાળ વધે અને બાળ કાળા થાય—બોરડી અને લીમડાના પાતરાં વાટીને બાળમાં ઘાલવાં. ૪ ઘડી પછી નાહવું. તથા બોરડીના પાતરાને સરસના ખી સાથે વાટીને માથામાં ઘસવું અને ગરમ પાણીએ નાહય તો બાળ વધે છે.

ઝ. સફેદ કોહોડ માટે ખાવાની દવા--બોરડીની અંતર છાળ ૦ા શેર, ઓખરાની જડ ૦ા શેર, એના ૪૨ પડીકાં કરી રોજ ૨ ખાવાં. દરદીએ બ્રહ્મચારી રહેવું.

---

## બોરોસાઇટ્રેટ.

ટ પથરી માટે--પોટાસ બોરોતારટરેટ વપરાય છે.

ઠ. પથરી માટે—બોરોસાઇટ્રેટ ઓફ મેગનીસીઆ વપરાય છે તેની બનાવત નીચે મુજબ છે:—મેગનસ કારબોનસ ૧૫ ગ્રેઇન, એસીડ સાઇટ્રીક ૦ાા આઉંસ, સોડા બોરેકસ ૦ાા આઉંસ, ગરમ પાણી ખપે એટલું લેવું. બધાંને મેલવીને, અને ચુલા ઉપર બાળીને ભુકો બનાવવો પ્રમાણ ૧૦થી ૧૫ ગ્રેન પાણી સાથે દીવસમાં ૩ વાર પીવો. અથવા મેગનીસકારબોનસ ૧ દ્રામ, એસીડસાઇટ્રીક ૨ દ્રામ, બોરેકસ ૨ દ્રામ

અને પાણી ૮ આઉંસ એ બધાંને મેળવીને તેમાંથી ૨ ડ્રામ દવા ૩ તોલા પાણી સાથે મેળવી ત્રણવાર પાવી તેથી પીસાબની પઠરી મટે.

---

## બ્રાંડી દારૂ.

ક. ગરમી ઘણી આવે—જો બ્રાંડી દારૂ સાથે આસીદ મ્યુરેટીક દાઇલુટના ટીપાં ૫ પીવામાં આવે તો શરીરે ગરમી ઘણી આવે છે.

---

## બ્રહ્મીનો પાળો.

ખ બ્રહ્મીના પાળાનું ઘી બનાવવાની રીતઃ—૫ તોલા પાતરાંનો રસ, ૩ શેર ઘી માં ઉકાળી તે ઘી રોજ ખાય તો મગજની બીમારી ટળી જાય છે, મગજની ભમરી; તથા મગજ બગડેલું સુધરે છે.

ગ સ્ત્રીના પેટમાં મુએલું છોકરૂં હોય તે નીકળે—બ્રહમીનો પાલો સીંધવ સાથે ખવાડે તો છોકરૂં નીકળે.

---

## ભાંગ.

ઘ. ઉંઘ ન આવે તેનો ઇલાજ—ભાંગ ૧ તોલો લેવી તેના બીઆં કાઢી નાંખવાં તેને સાત પાણીએ ધોઇ સુકાવીને ભુકો કરવો.

૨થી ૫ વરસના છોકરાંને ૨ ગ્રેન, ૬ થી ૧૦ વરસના છોકરાંને ૪ ગ્રેન, ૧૦ થી ૧૫ વરસના છોકરાંને ૬ ગ્રેન, ૧૫ થી ૫૦ વરસ લગીનાને ૮ ગ્રેન આ ઇલાજથી ઉંઘ આવશે ને તબીયત સારી રહેશે.

ચ. ભાંગની કેફ ઉતરે—દહી અને સાકર ખાય. યા મલાઇ અને સાકર ખાય યા ચાહ ગરમ ગરમ પીવાથી કેફ તરત ઉતરે છે.

છ. ગોળી મોટી થાય તો—નવટાંક ભાંગને નવટાંક પાણીમાં ઉકાળી તે પાણીથી ગોળીને ધુએ તો નરમ પડે

---

## ભાંગરો.

જ. બાળ—એમાં બાળ વધારવાનો તથા કાળા કરવાનો ગુણ છે. ભાંગરો ખાવાથી બાળ કાળા થાય છે. ભાંગરાના રસ સાથે સુનામખી ૧ મહીનો ખાવાથી બાળ કાળા થાય છે અને કાળા રહે છે. બરોળ માટે

ભાંગરો ખાવા આપે છે ટેરેકસેસાઇરૂટના જેવો એમાં ગુણ છે. ફુલ સાથના ભાંગરાને સફેદ ભાંગરો કહે છે. ફળ સાથના ભાંગરાને કાળો ભાંગરો કહે છે.

ભાંગરાનું તેલ બનાવવાની રીતઃ--ભાંગરાનો રસ ૧૫ તોલા, મનદુર ૧, ત્રીફળ ૧, ઉપલસરી ૧, તેલ ચાર તોલા આ વજનથી લઇને લોખંડના વાસણમાં ઉકાળવું. પાણી બળી જાયને ગાળી લેવું.

બાળ વધારવા અને બાળ કાળા કરવા માટે ભાંગરાનું તેલ વાપરવું.

ક. અડગરી--ભાંગરાનું મુળ ૦। તોલો, સાકરના સરબત સાથે પાવાથી અડગરી મટે છે.

ખ. હરસ માટે--ભાંગરાની લેપડી, સફરા ઉપર બાંધવી આઠ દીવસ સુધી રોજ નવી બાંધવી. અગન બળે અને હરસ નરમ પડે છે.

ગ. સફેદ કોહોડ--કાળા ભાંગરાના રસમાં લાલ ચંદન ઘસીને ઘણીવાર લગાડયા કરવું.

---

## ભીંડા.

ઘ. ધાતુપુષ્ટ--કાચા, કુમળા ભીંડા ખાવામાં ધાતુપુષ્ટ છે.

ચ. પરમો--ભીંડાના બીનો ઉકાળો પરમા અને પીસાબના કુકાના સોજાને માટે પીવાથી ફાયદો થાય છે.

છ. વીંછુના ડંખ માટે--ભીંડાના છોડની જડ છુંદી ડંખ ઉપર મુકવી તેથી ડંખ ઉતરી જાય છે.

---

## ભીંડી--પારેસ ભીંડી

જ માથાના તાળક ઉપર બાળ પાછા ઉગે--ભીંડીના પીળા ફુલની અંદર દીંડવું થાય છે તેને છુંદી તેની લેપડી આખી રાત બાંધી રાખવી, ઘણા દીવસ મુકવી.

ઝ. અતેસાર માટે--ભીંડીનું મુળ, કાંસકીનું મુળ ઘસીને રાહાલ તથા સાકર સાથ ખાવી.

---

## ભીલામું.

ટ. સંધીવા ઉપર ભીલામાંનો રસ ચોપડે છે તે જગા ઉપર ગરમી આવે છે વધારે ચોપડે તો ફોલ્લો ઉઠે છે. પારાની ધાતુ ભીલામા સાથે જલદી મળી જાય છે.

ક. ભીલામાના ઝાડના લાકડાંની ખળમાં પારો મસળીએ હોય તો પારાની ગોળી બંધાય છે.

ખ. ભીલામાંથી થયલો સોજો ઉતરે—મીઠું તેલ, અથવા કોપરેલ ચોપડવાથી ભીલામાનો સોજો ઉતરે.

ગ. કોઢ સફેદ—ભીલામું નંગ ૩, નવસાદર ટાંક ૩, લીંબુના રસમાં પીસી ગોળી બનાવી તે લીંબુના રસમાં ઘસીને ચોપડવું.

ઘ. ભીલામું ઉડે ત્યારે દુધના ફીણમાં તલને વાટી લેપડી કરવી અથવા ચારોલીના દુધમાં તલ વાટીને લેપડી લગાડવી.

ચ. જાનવરને કીડા પડે તો ભીલામાની ધુંઈ આપવી.

છ. દરાઝ માટે તથા નબળી પડેલી નસો માટે—ભીલામું ૧ તોલો, અનારની છાળ ૨ તોલા, અરીઠા ૧ તોલો એ સરવેને છુંદી ૦। શેર સરસીઆ તેલમાં રાંધે અને તેલ કાઢે. તે તેલ મસળળે.

જ ભીલામું ઉડે,બળતરાંબળે—એ ઉપર આમળીના પાતરાં છુંદી બાંધવાં.

ઝ. તાલક માટે—ભીલામાની છાલનો રસ મધ સાથે મેળવી તાલકપર લગાડે તો વાળ ઉગે.

ટ. જખમ રૂઝવવા માટે—ભીલામા નંગ ૪ તેલ નવટાંકમાં ઉકાળવું તેમાં સંગજીરૂં ટાંક ૨ મેળવવું. એને મરઘાનાં પીછાં વટી લગાડવું.

ઠ. ઢોરના જમખ સારા થાય—ઉપલું તેલ લગાડવાથી જખમ સારો થાય છે.

ડ. ભીલામું લાગવાથી કોહવાટ થયો હોય તો કોપરૂં સુકું ભુંજવું ને છુંદીને બાંધવું.

ઢ. સફેદ કોઢ—અસગંધ, વાયવરંગ, ચીતા, ભીલામું, જમાલગોટાની જડ, અમલતાસ, નીંબોલી એનો લેપ કરી મુકે.

---

## ભુતુખાસા.

ણ. કમળો—એનાં પાદડાંનો ભુકો કરી સુંઘવાથી કમળાને ફાયદો કરે છે.

---

## ભુરૂ કોહળું.

ક. રતાંધળાને ભુરાં કોહળાનું મુળીઉં પાણીમાં ઘસીને દીન ૨૧ સુધી આંજવું.

ભુરૂં કોહળું ઘણું થંડુ છે એનો મુરબ્બો બનાવતી વેળા એનો નીપાળેલો રસ ખાંડની ચાસણી બનાવવામાં પાણીની જગાએ વાપરવો ત્યારે તેના મુરબ્બાનો ગુણ જણાય છે. એ મુરબ્બામાં તેજાનું નીચે મુજબ નાખે છેઃ—પીપળ, તજ, સુંઠ, ધાણા એલચી વગેરે.

---

## ભેંસ.

ખ. આંખની આંજણી—ભેંસના છાણનો રસ ગાયના દુધ સાથે મેળવી આંજણીપર લગાડો તો આંજણી જતી રહે છે.

ગ રતાંધળો સારો થાય—પાડાના કાનનો મેલ આંખે આંજે તો રતાંધળો સારો થાય.

ઘ. મોંઢાના ખીલ તથા મસા સારા થાય—ભેંસના કાનનો મેલ લીંબુના રસમાં ઉનો કરી ખીલપર લગાડે તો ખીલ સારા થાય છે.

---

## ભોંપાતરી=ગાઝબાન=ગળજીબી.

ચ. પથરી હોય તે રેતી થઇ નીકળી જાય—ભોંય પાતરી બે પઇસાભાર, જીરૂં ટાંક ૨, ગાયનું ઘી બે પઇસાભાર, ઘીમાં જીરૂં વઘારે અને પાતરાંની ભાજી બનાવી ૩ દીવસ ખાય તો પથરીને તથા રેતીને કમી કરે છે.

---

## ભોંયદોડી.

છ. કુતરાનું ઝેર—ભોંયદોડીના મુળનો રસ સવા બે તોલા તથા ગાયનું ઘી સવા બે તોલા પાવામાં આપે છે તો કુતરાનું ઝેર ઉતરે છે.

---

## ભોંયરીંગણી=કણુટાકરી.

ક. ભોંયરીંગણી=કનટાકરી આ છોડના પાદડાં કાંટાવાળાં ને ફળ પીળાં બોર જેવાં છે તેની અંદર બી રહે છે. એનાં બી તથા પાંદડાંને તેલ માં ઉકાળી તેલ બનાવે છે. તે તેલ પીવાના તેમજ ચોપડવાના કામ માં આવે છે.

ખ. હાંફણુ—ખાંસી માટે આ તેલ પીવાના કામમાં આવે છે.

ગ. ચાંઠાં, વીગેરે ચામડીના દરદ માટે મસળવામાં વપરાય છે.

ઘ. ખાંસી—મુળીઆનો ઉકાળો ખાંસી અને હાંફણુ માટે પીવામાં આવે છે. ખાંસી અને હાંફણુને માટે આ આખો છોડ ઘણો જાણીતો છે.

ચ. પથરી—પીસાબે પથરી હોય તે માટે મુળીઉં ઘસીને પાવું અથવા મુળીઆંનો ઉકાળો કરી પાવો.

છ. શકતી માટે—ઘઉંનો આટો શેર ૧ લેવો, ૧ શેર ઘીમાં તળવો પછી નીચલી ચીજો સાથે મેળવવો:—ગોળ શેર ૧ જુનો ૩ વરસનો લેવો, ઘી શેર ૧, આંબા હળધ, અસાળીઓ, મેથી, અખેરી, માલ કાકણીના બીજ, ગોખરૂં દરેક શેર ૦। ભોંયરીંગણીના બી, શેર ૦॥ મેળવીને રોજ ૧ તોલો ખાવો.

જ. ભરનીગળ—ગુમડાં ફુટે અને પાછાં ભરાય તે માટે ભોંયરીંગણીનાં પીળાં ફુળ છુંદી પોટલી બનાવી તે પોટલીમાં વચે કાણું પાડી તે કાણું ગુમડાના મોં ઉપર મુકવું. અથવા ભરનીંગળનું મોં ખુલ્લું રાખી આસપાસ પીળાં ફુલનો લેપ કરવો.

ઝ. મોંઢે લાલી આવે—ભોંયરીંગણીના પાતડાંની ફાકી ઠંડા પાણી સાથે રોજ મારે તો ખાધેલું પાચન થાય અને મોંઢે લાલી આવે છે.

ટ. દાંતના દુખાવા માટે—ભોંયરીંગણીના બીનો ધુમાડો લેવો.

ઠ. બાળ પાછા આવે—ભોંયરીંગણીનો રસ મધ સાથે મેળવીને માથાપર લગાડે તો બાલ પાછા આવે.

ડ. ખાંસી માટે—ભોંયરીંગણી તથા અડુસાનો ઉકાળો પીવો. એકલો ભોંયરીંગણીનો ઉકાળોબી ચાલે છે. અથવા ભોંયરીંગણીની જડ મોંઢા

માં રાખી ચુસવી તો ખાંસીને જરૂર ફાયદો થાય છે.

ક. આધાસીસી—માથું બળગમથી દુખે, તે સુરજ ઉગે ત્યારથી સુરજ અસ્ત પામે ત્યાં સુધી રહે. ઇલાજમાં ભોંયરીંગણીના પાતરાંનો રસ નાકમાં મુકે તો સારૂં થાય.

ખ. મુરગીનો આજાર—દરદીને બોલવા ચાલવાનું ભાન રહે નહીં તે માટે ભોંયરીંગનીના દીડવાંનો રસ બે ટીપાં નાકમાં નાખે તો મુરગીના આજારને ફાયદો થાય. તેલ, ખાટું ખાવું નુકસાનકારક છે.

ગ. સ્ત્રીને દસ્તાન ઘણું જાય તો રીંગણીના ફુલનો રસ મીઠાં તેલ સાથ મેળવી પીડુ ઉપર લેપ કરે તો દસ્તાન ઓછું આવે.

ઘ. હમેલવાળી ઓરતને દસ્તાન આવે તો રીંગણીના મુઠીભર પાંતરાને એક શેર પાણીમાં ઉકાળી ⌐ શેર રાખી ત્રણ તોલા દીવસમાં ૩ વાર પાવે.

ચ. શરીરે શકતી વધે—ભોંયરીંગણીના બી તથા ઘઉંનો આટો દરેક ટાંક ૫ તેની ગોળી ૩ કરી મરઘીને ખવાડે તે મરઘી ખાવાથી માણસને શકતી વધે.

છ. શરીરે શકતી આવે—ભોંયરીંગણીના બીજ ટાંક ૫, ઘઉનો આટો ટાંક ૫ એની ૩ ગોળી કરી કાળી મોટી મરઘીને ખવાડે ૧ અથવા ૨ પહોર પછી તેને હલાલ કરે, સાફ કરી જીના કટકા કરી ૧ શેર અથવા ભુડતાં ઘીમાં પકાવે તો બગડે નહીં તે એક મરઘી નવ દીવસ સુધી ખાવી. ખુરીઆન કરીને ખાય તો અડચણ નથી.

જ. મોંઢા ઉપર લાલી આવે—ભોંયરીંગણીના પાતરાં સુકાંનો ભુકો ૧ ચમટી ભરી રોજ પાણી સાથે ખાવી.

ઝ. મુરગીનો આજાર (મગજનો બગાડો)—ભોંયરીંગણીના દીડવાંનો રસના ૨ ટીપાં નાકમાં નાખે તો હુશીયારી આવે.

ટ. દાંતનું દુખવું—ભોંયરીંગણીના બીને ઇંગાર ઉપર મુકી તેનો ધુમાડો ગરણીની મારફતે દુખતા દાંત ઉપર લગાડવો. પાણીની થાળીમાં ઇંગારવાળું વાસણ મુકવું. તે ઇંગાર ઉપર બી મુકવાં અને ધુમાડો દુખતા દાંત ઉપર લેવો. આ ક્રિયા થવામાં, દાંતમાંથી કીડા પડે

છે તે પાણીમાં તરતા દેખાય છે આમ કહેવું તે ખોટું છે. પાણીમાં તરતા દેખાય છે તે કીડા નથી પણ બીમાંથી ઉડેલી જીણી રજકણ છે.

ક. સફેદ કોઢ—રીંગણીનું મુળીયું પાણીમાં અથવા ગાયના મુતરમાં ઘસી ઘણાજ દીવસ ભરવું. કાળા કોઢનેબી ફાયદો કરે છે.

ખ. દાંત દુખે ત્યારે ભોયરીંગણીના બીની બીડી બનાવીને, તેનો ધુમાડો મોઢામાં થોડોવાર રાખવો. દાંત દુખતા નરમ પડશે.

ગ. હાંફણુ—ભોંયરીંગના પાંદડાં. અથવા મુળનો રસ ૨ તોલા, મધ ૨ તોલા એક વખત માટે પીવું. આ મુજબ રોજ ત્રણ વાર પીવાથી હાંફણુ તથા ખાંસી મટી જશે.

---

## ભોંયસીંગ.

ઘ. દરાઝ—સીંગના દાણા છોતરાં વગરના છુંદીને દરાજ ઉપર બાંધવાથી ફાયદો કરે છે.

---

## મગ.

ચ. માંદગી ભોગવ્યા પછી મગ ખાવાની ભલામણ થાય છે. બધા કઠોળમાં એ હલકો અને પચી શકે તેવો ખોરાક છે. મગનું ઉકાળેલું પાણી નબળા માણસને પીવામાં આપે છે.

છ. અપવાસ કીધા પછી હોજરી નબળી પડેલી હોય છે માટે હલકા ખોરાક તરીકે મગની ખીચડી ખાવા આપે છે.

જ. કઠોળની જાતમાં મગ ઘણા ઉમદા છે. કોઈબી દરદી મગ ખાઇ શકે મગનું ઓસામણ પીએ તો જરાએ નુકશાન નથી, તે ખોરાક તરીકે કામ કરે છે, દુધની ગરજ સારે છે.

ઝ. બચ્ચાંને દુધ જરપત થાય નહીં તે વેળા દુધ ન આપતાં અંગ્રેજી દાકટરો જવના પાણીની ભલામણ કરે છે પછી તે જવના પાણીમાં

ધીરે ધીરે દુધ ઉમેરવા કહે છે. અંગ્રેજી જવને ઠેકાણે દેશી ઇલાજ મગ છે. મગના ઓસામણની ભલામણ વઇદું કરે છે. જયાં જવ (બારલી) ન મળે ત્યાં મગ ઢગળાબંધ મળે છે. અને તેનો ગુણ જરાએ ઓછો નથી.

આખા મગ વાયુકરતા છે.

ક. હાથે પગે ઝરી છુટે તો મગ બાળીને રાખ મસળવી.

ખ. ખરજવાનો ઉપાય—મગ અથવા વાલની દાળને બાળીને તેની રાખમાં જોઇતું સરસીઉં તેલ નાખી મલમ બનાવી લગાડવો.

---

## મજીઠ

કપડાં રંગવામાં મજીઠ કામ આવે છે.

ગ. સફેદ કોઢની ચામડીનો રંગ બદલવા માટે, મધ સાથે મજીઠ મેળવીને લગાડે છે તો સફેદ ચામડીનો રંગ ઢંકાઇ જાય છે. પોતાસ પરમેનગેનેટ સોલ્યુશન પણ એ કામ કરે છે.

---

## મધ.

ઘ. માકડ કાનમાં ભરાયો હોય તો મધનાં ટીપાં નાંખવાં તેથી માકડ નીકળી જશે.

ચ આંખની ગરમી માટે મધ આંજવું.

છ. ખાંસી માટે મધ શેર ૦। તથા પાણી શેર ૨ એને એક વાસણમાંથી બીજા વાસણમાં ૫૦ વાર નાંખવું. પછી પાંચ તોલા દીવસમાં ૩ વાર પીવું. આ રીતે બનાવેલું મધપાણી ખાંસીને ફાયદો આપેછે.

જ. ચુકો થયો હોય તો મધ શેર ૦। પાણી શેર ૩ સાથે ઉકાળી શેર ૧ બાકી રહે ને તેમાંથી બબે તોલા પીવામાં આપવું.

ઝ. મધ અને પાણી સરખા ભાગે પીવું નુકશાન કરે છે.

ટ. મધ અને ઘી સરખે ભાગે ખાવું નુકસાન કરે છે.

ઠ. રકતપીત—હરસના લોહી માટે—મધ તોલો ૧, ઘી તોલો ૦॥, ગાયના

છાણુનો રસ તોલો ૦ાા, પીવામાં લેવું. *

ક. જુ મરે—મધ માથે ચોપડવાથી જુ મરે છે.

ખ. આંખની દવા—જીણી હરડે મધમાં ઘસી, આંખમાં આજવું. હરડે ને પાણીથી ભીંજવેલાં કપડામાં વીંટાળીને નરમ કરવી.

ગ. દાંત—બચ્ચાંને પેહેલા દાંત આવતાં તેમજ મોટાંને છેલ્લા દાંતો (Wisdom Teeth) આવતાં દુખારો થાય ત્યારે મધ પારા ઉપર મસળવું.

ઘ. મોચકાયા પછી શરીરના સાંધામાં દુખાવો ચાલે તો મધને ઈંડાંની સફેદી મેળવી મસળવું.

ચ. વીચ્છુના ડંખ ઉપર મધ ચોપડવાથી દંખ ઉતરે છે.

છ. આંખે ગરમી તથા ઝાંખ માટે—મધને ૧ ગલાસમાં નાખી આંગળી વડે ખુબ મસળીને પછી આંખે ચોપડવું. અંજન કરવું.

---

## મરી.

જ. આધાસીસી માટે—આધાસીસી વા અને બળગમથી થાય છે. તે વેળા દુન્યા અકારી પડે છે. બળગમથી આધાસીસીનો દુખાવો સુરજ ઉગે ત્યારથી તે અસ્ત પામે ત્યાં સુધી રહે છે. એનો એલાજ—વજ, મરી, પીપર, સુંઠ એ બધાંને પાણીમાં ઘસીને નાખમાં સુંઘવું

ઝ. દમ હાંફણુ માટે—મરી ૦ તોલો, મધ, સાકર દરેક ૦ાા તોલો મેળવીને ચાટવું.

દારૂની તળપ ભાંગે—દારૂ પીનારને દારૂ મળે નહીં અને દારૂ માટે ઘણી ઇચ્છા થાય ત્યારે કાળા મરીની ચાહ બનાવી ગરમ ગરમ પીવાથી આરામ મળે છે.

ટ. ચોથીઆ તાવ માટે—મરી બે રતી, નવસાગર ૩ રતી મેળવીને તાવની વારીને દીવસે ખાવું.

ઠ. ઉંઘ આવે અને વધે—કાળી મરચી (મરી) ને ઘોડાની લાળમાં વાટી આંખે આંજે તો ઉંઘ આવે અને મગજની બીમારી ઓછી થાય.

ક. ખરાબ પાણીથી પાળ લાગેલું કપાય--મરી શેર ૦ાા, કોપરૂં શેર ૦ાા, જવખાર ટાંક ૩ ગોળ સાથે મેળવી ૧૪ ગોળીઓ બનાવી અકેક ગોળી ૧૪ દીવસ ખાવી.

ખ. ભુખ લગાડવા માટે, અજીરણ માટે--ત્રીકટું (મરી, પીપર, સુંઠ સંભાગે) ૩થી ૫ વાલ પાણી સાથે ખાવું.

ગ. પેટમાં પવન હોય ત્યારે--મરી, હીંગ, અને કપુર સંભાગે મેળવી ૨ થી ૪ વાલ પાણી સાથે ખાવું.

ઘ. શરદી માટે--શરીરે સરદી હોય તો મરીનો ભુકો મસળવો.

ચ. ગાંઠ અને ગુમડાં પીગળે--ગાંઠ અને ગુમડાંને પીગળાવવા માટે મરીનો લેપ કરી મુકે.

છ. કોલેરા માટે--મરી, હીંગ અને અફીણ સંભાગે મેળવી ૧ વાલની ગોળી કરી અકેક કલાકે આપવી. કોલેરા લાગુ પડે કે તરત આપવી ઘણો વખત થયા પછી આપવી નહીં.

જ. ગળુ બેસે અથવા સુજે ત્યારે ૦ાા તોલો મરી ૧ શેર ઉકળતાં પાણીમાં નાખી કોગળા કરવા.

ઝ. હાંફણ (ખેન) નો ઇલાજ--ધતુરાના બીજ અને મરી સંભાગે લઇ વટાણા જેવી ગોળી બનાવી તેમાની બે ગોળી સહવારે અને સાંજે ખાવી.

ટ. શરદીથી કાન બેહેર મારી જાય તો, સફેદ મરી ચાવીને તે સરદીવાળા કાનની બાજુએ રાખવાં. કોઇ સુંઠની ભલામણ કરે છે. આથી કાનની અંદરની શરદી દુર થાય છે. તીખાશથી મોઢામાં છાગરા પડે નહીં તે માટે સાથે કોપરૂં લેવું, મોંઢામાં રસ થાય ને થુંકી નાખવો, તે ગળી જવાય તો અડચણ નથી.

ઠ. માથાનું દુખવું—શરદીનું માથું દુખે તો મરી ખાંડી પાણી સાથે માથા ઉપર લગાડવું.

ડ. હાંફણ માટે—મરી, મનસીળ, જટામાસી, સંભાગે મેળવી તેમાંથી ત્રણ વાલની બીડી બનાવીને પીવી.

મરી કાળાં=unriped=છાળાં સાથેના.

મરી સફેદ=મરી પાકેલાં, તેની છાલ કાઢી નાંખેલી તે. આ બંને જુદી જાત નથી. સફેદ મરી તીખાસમાં કમ છે.

ક. સાંપનું ઝેર—સાંપના ઝેરના ડંખ ઉપર મરી સરકા સાથે મેળવી લગાડે છે.

ખ. ખરતા બાળ અટકે—તાળક ઉપર કાંડો, મરી, અને મીઠું ઘસડવું. તે જગા ઉપર લોહી ફરતું થાય અને બાળ વધવાને ઉતેજન મળી શકે છે.

ગ. ખાંસીને સળેખમ માટે મરી છાડી ગોળી—મરી, જવખાર, પીપળ, દાડમની છાળ સંભાગે મધ સાથે મેળવી ચણા જેવડી ગોળી બનાવી મોઢામાં રાખીને રસ ગળવો.

ઘ. વીંછીના ડંખ માટે—મરીના દાણા બે વાટી ડંખવાળી જગાની સામે બાજુની આંખમાં આંજવાથી ડંખ નરમ પડશે.

ચ. સાપના ડંખ માટે—(ત્રીકડુ) સંભાગે મરી, સુંઠ અને પીપરનું અંજન આંખે આંજવું અને મોરથુથુનું વામીટ આપવું.

છ. ઘીળી પડેલી નસોને શકતી માટે—મરી, ખાંડ, ઇસપન વાટી મધમાં મેળવી લેપ કરેથી શકતી આવે છે.

જ. હરસ માટે—મરી, ટંકનખાર, હાથીદાંત દરેક ૦। તોલો લઇને તેનો ધુમાડો આપવો. આથી હરસ સારો થાય છે.

ઝ. શકતી માટે—મરી, અકલગરો, સુંઠ દરેક ટાંક ૦।, ઇંડાંની દાળ ટાંક ૫ એ બધાને મધ સાથે એકરસ કરી રાંધી તેમાંથી જરા જરા દીવસમાં બેવાર ખાય તો શકતી બહુ વધે છે.

ટ. સુકા હરસ માટે—મરીનો પાક (Confection paper) દરામ ૧ રોજ બેવાર ખાવો. ઘણાજ દીવસ ચાલુ ખાવો જોઇએ.

ઠ. પાળ પાણીનો લાગે તો મરી, કોપરૂં સંભાગે મેળવી ટાંક ૪ રોજ ખાવું. અથવા મરી અને કોપરૂં દરેક શેર ૦॥ અને જવખાર ટાંક ૩ મેળવીને ૨ ટાંક ભુકો રોજ ખાવામાં લેવો.

ડ. જમાલગોટાનો જુલાબ ઘણો લાગી ગયો હોય તો મરી ટાંક ૧, ઘી ટાંક

૪, ભેળીને પીવું. પછી દહી ચાવલ જમવું. ઝાડો બંધ થાય છે.

ક. તાવ ઉતરે—દરદી મરીની ગરમ ગરમ ચાહ પીએ અને ઓઢીને સુએ તો પરસેવો પડીને તાવ ઉતરે છે.

ખ. ભમરી મટે, હાથ પગના બળતરાં મટે—મરી, સાકેર અને ઘી ચાટે તો આ દરદોને ફાયદો કરે છે.

ગ. સળેખમ મટે—મરી, ગોળ અને દહી ખાવાથી સળેખમ મટે.

ઘ. આતેસક ગોળી—મરી, સરસવ, અજમાનું ભુંસુ સંભાગે મેળવી ચીની બોર જેવી ગોળી કરી રોજ ૧ સવાર સાંજ ખાવી.

ચ. કમળો—કમળા માટે લીંબુની ફાડમાં મરી ભરી રાખીને ચુસે તો કમળો નરમ પડે.

છ. પીસાબ છુટે—કાળા મરી ૧૦નો ભુકો અરધા શેર પાણીમાં નાખી ૨૦૦ વાર કપડાંમાંથી ગાળે અને પીએ તો પીસાબ છુટે છે.

જ. દાંતનું મંજન—કાળાં મરી અને ભુંજેલું મીઠું દાંતે ઘસવું.

ઝ. માથું દુખે ત્યારે મરી, લુબાન, ચોખાનો આટો ગરમ પાણીમાં લેપડી કરી માથે મુકવી.

ટ. છીંક આવે--મરીનું બારીક ચુરણ સુંઘવાથી છીંક આવે છે.

---

## મદનમસ્ત=જંગલી સુરણ.

ક. મદન (intoxicating) મસ્ત (powerful) ખાવાથી કઉતી વધે છે.

ડ. મસા માટે એની ધુંઇ આપવાથી મસા ચીમળાઇ જાય છે. મસા માટે ખાવામાં પણ આપે છે. ગાંધીને ત્યાં સુકું મળે છે એનો ભુકો દુધ સાથે ઉકાળી દીવસમાં બેવાર ખાવાથી મસાને ફાયદો કરે છે.

---

## મનસલ.

ક. આમણ બહાર નીકળે તો મનસલની અથવા ફટકડીની ધુંઇ આપવામાં આવે છે.

ખ ત્રાંબુ મારવાની રીતઃ—મનસલ, સીંદુર, પીળી હરતાળ, ટંકનખાર એ

સરવ દરેક પઈસા ાા ભારને લીબુના રસમાં ખરળ કરી ગોટી ૧ કરવી. ૧ પઇસાભાર ત્રાંબાના પતરાં ઉપર તે ગોળી મુકી બીજું ૧ પઇસાભાર ત્રાંબાનું પતરૂં તે ગોળીપર મુકવું એક ખાડામાં અરાયાં મુકી તે ઉપર ત્રાંબુ મુકી બીજાં અરાયાં મુકી સળગાવે. બીજી રીત એ જે તે મસાળો ત્રાંબાના પતરાં ઉપર લગાડીને ભઠીમાં મુકે તો ત્રાંબાની ખાખ થાય છે.

ક. કરોળીઆ માટે—મનસાળ, ટંકણખાર હળદર સાથે સંભાગે વાટીને શરીરે લગાડો તો કરોળીઓ સાફ થાય.

---

## મલમ.

ખ. પાકવવાનો મલમ—સફેદો ૫ પઈસાભાર, મોરથુથુ ૧ પઈસાભાર, મીણ ાાા પઇસાભાર ગાયના ઘીમાં પકાવી આગરી કરી મારે તો દરદો ને પકવે છે.

ગ. પીંડસનો મલમ—ઘી ગરમ કરી અંદર રાળ નાખી મલમ કરવો.

ઘ. મલમ રાળનો—રાળ શેર ા, મીઠું તેલ શેર ાા, રતાંજરી ટાંક ૯, પાણી શેર ૩. થાળીમાં રાળ અને તેલ પાણી સાથે મસળે, પાણી સઘળું અંદર પચે. ઘી જેવું થાય ને રતાંજરી મેળવવી.

ચ. મલમ પકવવાનો—કોપરેલ શેર ૧, રાળ ટાંક ૧૦, મોરથુથુ ટાંક ૫, ઉપર મુજબ થાળીમાં મસળી બરણીમાં ભરી રાખવું.

---

## મરઘી.

છ. કુતરાંના ઝેહેર માટે—દંખપર તરતજ મરઘીનો અઘાર, અને માણુસની પીસાબ મેળવીને લગાડવી.

જ. નાસુર માટે—મરઘીના પરની રાખ તથા હરણના સીંગડાંની રાખ મેળવીને નાસુરમાં મુકે તો તે રૂઝે.

ઝ. નાસુર=ત્રણ ઉપર મરઘાંના પીછાં અથવા ઇંડાના કોચલાની રાખ ભભરાવ્યાથી નાસુર બંધ થાય છે.

ટ. નસને મજબુતી આવે—મરઘાંનો પીતો અને મોડાર સીંગ વાટીને લેપ

કરે તો નસોને શકતી આવે છે.

ક. દરાઝ માટે—ઘઉંનું તેલ અને મરઘાંની ચરબી મેળવી લગાડે તો દરાઝ જાય.

ખ. ખુજળી માટે—મરઘીની ચરબી અને સરકો લગાડે તો ખુજળી મટે.

ગ. મોંઢાંના ખીલ માટે મરઘીના બેંડાના કોટલાંની રાખ તથા હાડકાં બાળીને સરકા સાથે મેળવી લગાડવું.

ઘ. સસણી બચ્ચાંને—માતાના ભારે ખોરાક ખાવાથી બચ્ચાંને સસણી થાય છે તે માટે મરઘીનો સાતપડો યાને ઠેઠવો વાલ ૧ પાણી સાથે બચ્ચાંને પાવો. આ ઇલાજ અસલ છે.

ચ. પનીર બનાવતાં દુધ સેજ ગરમ કરી અંદર ઠેઠવો નાખે. દુધ દહીં જેવું થાય તેને પનીરનો આકાર બનાવે.

છ. દાંઝેલાં ઉપર મરઘીના ઇંડાની સફેદી લગાડે છે.

---

## મરચાં.

ઉંદરોને નસાડવા માટે મરચાંની ભુકી તેના રહેઠાણવાલી જગાએ છાંટે તો ઉંદરો ત્યાંથી નાસે છે.

જ. વીચ્છુનો દંખ—શરીરની ડાબી બાજુએ વીચ્છુનો દંખ હોય તો જમણી બાજુના કાનમાં અને શરીરની જમણી બાજુએ દંખ હોય તે ડાબી બાજુના કાનમાં મરચાંના અરક (ટીંકચર કેપસીસાઇ)ના બે ટીપાં કાનમાં મુકવાથી દંખ તરત ઉતરી જાય છે. ટીપાં નાખવા પછી ગલીશેરાઇન અથવા શાકેરને પાણીમાં વાટીને તેના પાંચ ટીપાં કાનમાં નાખવાં.

ઝ. મરચાં ખાવામાં જેને અવગુણ થતો હોય તેને મરચાંને ઉકાળીને તેનું પાણી વાપરવું તેમાં અવગુણ નથી.

ટ. ગળાંની ગાંઠ—ગળાંની ગાંઠ માટે મરચાંની લેપડી બહારથી લગાડેછે. તેથી ગળાંના ગાંઠ પીગળી જાય છે.

ઠ. કોલેરા, સાંપનું ઝેર, તથા અજીરણ—આ દરદો માટે મરચાંનો ઉકા

બો વપરાય છે.

ક. જુનો પરમો––કોઇવાર ઘણાં મરચાં ખાવાથી નરમ પડે છે.

ખ. લોહીનું પડવું––કોઇવાર ઘણાં મરચાં ખાવાથી લોહી નરમ પડે છે.

ગ. ઇન્ટરમીટનટ તાવ માટે––મરચાં વપરાય છે.

ઘ. દરીઓ લાગવો––દરીઓ લાગવાથી ઓકારી થાય તે માટે મરચાં ખાવાં સારાં છે.

ચ. સ્ત્રીને દસ્તાન ઘણું પડે તે વેળા કોઇ પ્રસંગે મરચાં વપરાય છે.

છ. પ્લાસ્તર માટે–લોહી ફરતું કરવા માટે––મરચાં, મરી, લસણ, સીલારસ નો લેપ મારે છે. જગા લાલ થાય છે, લોહી તે જગાએ આવે છે અને ફરે છે.

જ. ટાઢીઆ તાવ માટે––કવીનાઇન સાથે મરચાંની ભુકી અથવા અરક આપવાથી ઘણો ફાયદો છે. ઘણા દાકટરોનો આ અભીપ્રાય છે.

ઝ. સાંપ ઝેરી છે કે તે જાણવા માટે––દરદીને મરચું ચવાડે ને તે તીખુ ન લાગે તો જાણવું જે સાંપ ઝેરી છે.

## મરજાદ.

ટ. બરોળ માટે—મરજાદના મુળનો ભુકો ભારોભાર ખાંડ મેળવીને તેમાં થી તોલો ૧ સવારે પાણી સાથે ૭ દીવસ પીવું.

ઠ. આંતરડું ઉતરેલું––મરજાદના ઝાડ દરીઆ કીનારે રેટીમાં થાય છે. એ ની જડ બહુ ફેલાય છે અને ઉડતી રેતીને દાબે છે એનાં પાંદડાં જાડાં થાય છે તેને બાફી છુંદીને, ગોળી ઉપર મુકવાથી એક કલાક માં આંતરડું ચઢી જાય છે.

## મરડાસીંગ.

ડ. હીલતા દાંત,દાંતનો દુખાવો—મરડાસીંગ, વાયવળંગ ટાંક બએ કાથો ટાંક ૧ વાટીને ચમટી એક દુખતા દાંતમાં રાતરે સુતી વખતે મુકી રાખે તો ફાયદો થાય.

## મરીકંઠા.

ક. ગળેચું—કંઠ આગળ કાનની નીચે ગાંઠ થાય છે તે ઉપર એનું મુળી યું ઘસીને લગાડે છે. આયોડાઇનનું કામ કરે છે.

---

## મસતકી.

ખ. વીર્ય વધે—મસતકી, અખરોટની મીજ દરેક ટાંક ૧ મધ સાથે મેળવી ચાટે તો વીરય વધે છે. પછી જાવંત્રી પાન સાથે સહુવારના પહોરમા ખાય તો વધુ ફાયદો છે.

ગ. મોરચી—મોરચી માટે મસતકી ખાવામાં અપાય છે.

ઘ. પીસાબ વારંવાર થાય—ઇસપનું મસતકી, અજમુ, તલ દરેક ટાંક ૦। ભેળીને દીવસમાં બે વાર ખાવું.

---

## મસા.

મસા ૩ જાતના છે. લોહીના, બાદીના (વાયુના) અને બળગમના.

ચ. લોહીના મસામાં લોહી પડે છે. જો લોહીયાર દરદી હોય તેનું લોહી બંધ કરે તો બીજું દરદ થાય.

બળગમના મસામાં બળગમ પડે છે.

ગરમ વસ્તુ ખાધાથી મસાનું જોર વધે છે. દરદીને ઠંડક જોઇએ. ઝાડો રોજ સાફ અને નરમ આવવા જોઇએ.

છ. નીચે લખેલા ઉપાયોથી મસા સારા થાય છે:—

હીમજી હરડે દીવેલમાં તળેલાં અને વરીઆળીની ફાકી રોજ ૦॥ તોલો લેવી.

ગુલકન રોજ ખાવો.

રસવંતી બે રતી, સવાર સાંજ ખાવી અને આમણ ઉપર ચોપડવી

સીસું ઘીમાં ઘસી મસા ઉપર લગાડવું.

માયાનો અફીણ સાથનો મલમ લગાડવો.

ઇંદ્રજવ ૦। તોલો, દહી સાથે રોજ ખાવું.

ટાંકી થયા પછી મસા થાય તે માટે પાશનો મલમ લગાડવો.
સીંગડાં, વાળ, અથવા ચામડાની ધુંઇ લેવી અથવા તેની રાખ આમન ઉપર લગાડવી.
સરપંખાના મુળ બે આનીભાર પાણીમાં વાટી સાકેર સાથે પીવાથી લોહી બંધ થાય છે.
નાગ કેસર ૦ા તોલો, ઘી, સાકર અથવા દહી શાકેર સાથે લેવું.
કેસર બે વાલ ખાવામાં લેવી.
કુકડવેલના બીનો ધુમાડો લેવો.
૧૪ દાણા ચીની કબાલાના પાણી સાથે પીવા.
આંકડાના દુધમાં અફીણ ઘસીને લગાડવું.
ધતુરાના પાડદાંની લેપડી આમણ ઉપર મુકવી.
ભાંગના પાંદડાની લેપડી આમણ ઉપર મુકવી.
મેદીનાં પાતરાંની લેપડી મુકવી.

---

## મસુર.(Lentil.)

મસુર એ શક્તીવાળો ખોરાક છે. એરેબીકા કુડના નામથી વેચાતો અને સીક માણસને માટે વખણાયલો ખોરાક મસુરમાંથી બનાવે છે તે પાણી અને દુધમાં મલી જાય છે અને લાંબો વખત સુધી બગડતો નથી. ખહીવાળા દરદીને મસુર વઇદો ખવાડે છે. કેટલાક ઉંચ કુળના હીંદુઓ મસુર ખાવામાં લેતા નથી.

ક. નાસુર (વ્રણ) માટે--મસુર બાળીને રાખ મુકવી. નાસુર સારૂં થાય છે.
ખ. મોંઢા ઉપર ચાઠાં અથવા સફેદ દાઘ પડે તો મસુરનો આટો પાણી સાથે મેળવીને મસળવો.
ગ. કોઢ—મસુર લીંબુના રસમાં વાટી લેપ કરવો.
ઘ. ગોળી મોટી થાય તો છોગેલા મસુર અને દાડમની છાલને પાણીમાં ઉકાળી માવા જેવું કરીને ગોળી ઉપર લેપ કરવો.
ચ. આમન બહાર નીકળે—મસુરની દાળનો આટો ઇંડાની સફેતી સાથે મેળવી આમન ઉપર મુકે.

## માખણ.

ક. બચ્ચાંના દાંત ફુટે ત્યારે પેટ આવે. પાશ ગરમ રહે છે. તે વખતે પાશ ઉપર માખણુ ચોપડયા કરવું.

---

## માખી.

ખ. ઉંદરી જાય, બાળ આવે—માખીનો અઘાર, સાબુ, અંકોળાના રસમાં ઘસીને ૯ દીવસ સુધી લગાડે તો ઉંદરી સારી થાય.

---

## માજુફળ.

ગ. ગોળી મોટી થાય તો--માજુફળ અને અસગંધ પાણીમાં પીસીને ગરમ ગરમ લગાડવું.

---

## માણસનું મુત્ર.

ઘ. સાપના ઝેરનો ઉપાય--ડંખવાળા દરદીને માણસનું મુતર પાંચ તોલા દસ દસ મીનીટે પાવું. વધુ પીવામાં અપાય તો અડચણુ નથી. શરીરે ઘી સારી પેઠે મસળવું. ગળામાં ગરમી જણાય, ગળુ સુકાય તો ઘી પાવું. સાંપના ડંખ માટે માણસનું મુત્ર ઉપયોગી છે એવું ઘણીગમ લખાયલું છે.

---

## માયા.

ચ. અતીસાર લોહી સાથનો--માયાને ઘીમાં તળીને ભુકો કરીને ખવાડે.

---

## માયુફળ.

છ. ખીલ માટે--માયુંફળને ચોખાના ધોવણુમાં ઘસીને ચોપડે તો ખીલ મટે.

જ. આમણુ બેસે—માયાનું પાણી લગાડવાથી અથવા લુગડાં એ પાણીમાં ભીંજવી આમન ઉપર મુકે તો આમણુ પાછું બેસે.

ઝ. નાસુર માટે--માયાની બળેલી રાખ નાસુર ઉપર ભભરાવવી.

ટ. દાઝેલાં માટે--માયાફળને પાણીમાં ઘસીને ચોપડવું.

## માલકાકણી.

ક. બુદ્ધિ વધે—માલકાકણીના દાણા દુધમાં બાફી, જરા સુકવી છોટલાં કાઢી પાંચથી સાત દાણા રોજ ખાવાથી બુદ્ધિ વધે છે.

ખ. લકવાનું તેલ, સુણબહેરીનું તેલ—માલકાકણી, તેથી બમણું તલનુ તેલ, ચારગણું દુધ, એ ઉકાળવું, માવો બંધાય ને તેલ છુટું પડે તે મસળવું.

ગ સાંપના ઝેર માટે—સાપના ઝેર માટે ડંખ ઉપર એનું મુળીયું પાણીમાં ઘસી લગાડે છે.

ઘ કોઢ—સફેદ કોઢ માટે માલકાકણી ગાયના મુત્રમાં દીન એકવીસ પળાળી રાખી તેનું તેલ કાઢી ચોપડવું.

ચ. હીસટીરીઆ માટે—માલકાકણીના બીને લુગડામાં મુકી ખુબ મસળી અંદરથી કચરો ઝાટકી કાઢવો. બીને ઘીનો હાથ લગાડી લોઢીપર સેકી તેમાંથી રતી બે (ચાર ગ્રેન) લઈ સાકર સાથે મેળવી ૩ દીવસ ખાવી.

છ મનશકિત ખીલે—માલકાકણી (જ્યોતિષ્મતી) નું તેલ ૩ ટીપાં અથવા માલકાકણીના બી નંગ ૫ પાન સાથે મેળવીને ચાવી જાય તો બુદ્ધિ વધે અને મનશકિત ખીલે છે.

જ. યાદદાસ્તશકિત વધે—યાદદાસ્તશકિત માલકાકણી વધારે છે જેમ જાયફળ, આમળા, પસતાં, બદામ, ઘી, કાંદાનો મુરબ્બો ખાવાથી યાદશકિત વધે છે તેમ માલકાકણી વધારે છે.

ઝ. તેલ—માલકાકણીના બી તોલા રાા ખોખરાં કરીને ૨ મીનીટ ઠીકરાં ઉપર સેકી સણના કપડામાં મુકી સાંચામાં દાબી તેલ કાઢવું. આ તેલના ટીપાં બે નાગરવેલના પાનમાં દીવસમાં ૩ વાર ખાવું. જો તેલ ન નીકળે તો માલકાકણીના બી ૫ નાગરવેલના પાન સાથે ચાવી ખાવાં, એમાં ફોસફરસનો ગુણ છે. તેલ પીળા રંગનું છે. માત્રા ૫ થી ૧૦ ટીપાં દુધમાં અથવા સાકેર સાથે ખાવું.

ટ. શરીરે શકતી વધે—માલકાકણી શેર ૧, કાળા તલ ૩ પઈસાભાર, લાલ ચણોતી ૩ પઈસાભાર, ધતુરાના બી ૩ પઈસાભાર, ભાંગ ૩ પઈસાભાર લેવું. તેને તેલના ૩ પત દેવા અને જંતરમાં તેલ ગાળી

લેવું. આ તેલના ૩ ટીપાં પાનપર લગાડી ખાવાં અને તેલ પાન પર લગાડી તે પાન નસ તથા માંઉસના લોચા ઉપર બાંધે તો શકિત આવે.

ક. વીર્ય વધે—૧ કળીવાળું લસણુ એક દુધમાં ઉકાળી લુગડાંથી ગાળીને રોજ પીવું.

---

## માંકડ.

ખ. વાળો—પગમાં વાળો હોય તો ૩ માંકડ ગોળમાં પહેલે દીવસે ગળવા બીજે દીવસે ૪ અને ત્રીજે દીવસે ૪.

ગ. સસણી, દાંતનું બેસી જવું—માકડનું લોહી રૂમાં મુકી, તે રૂનો કાકડો કરી તેનો ધુમાડો સુંઘાડવો.

ઘ. કાનમાં માંકડ ગયો હોય તો મધના ટીપાં મુકવાં.

ચ. ટાઢીઆ તાવો માટે—માકડ ૩, તુળસીના પાતરાં ૩ ગોળમાં ગોળી કરવી. આવી ૧ ગોળી દરરોજ ૩ થી ૬ દીવસ ખાય તો તાવ જાય.

---

## માંસ.

છ. કાનકચુરો કાનમાં ભરાયો હોય તો માંસનો ખીમો કરી કાન આગળ ધરવો, તેના વાસથી કાનકચુરો બહાર નીકળી માંસને વળગે છે.

---

## મીઠું.

સીંધવ=સીંધનું મીઠું=Chloride Sodium & Magnisium.

જ. સમુદ્રનું મીઠું=Sea Salt, ભુખ લગાડે છે, તરસ લગાડે છે. ઇન્ટરમીટન્ટ તાવ બરોળ સાથની હોય, તે માટે મીઠું ખાવામાં આપે છે.

ઝ. કબજીઆત—મીઠું મોટા આદમીની કબજીઆત દુર કરે છે.

ટ. વાળો—વાળા માટે મીઠું ઉપયોગી છે.

ઠ. મીઠી પીસાબ માટે—મીઠાંને પાણી સાથે મેળવીને પીવાથી પીસાબ ઓછી થાય છે. ખાંડમાં ઘટાડો થાય છે.

ક. કેફ—દારૂની કેફ, મીઠું ખાવાથી ઓછી થાય છે.

ખ. શેક—મોટી થયલી ગોળી, અથવા બીજા સોજા ઉપર મીઠાનો સેક કરે છે તો ફાયદો થાય છે.

ગ પીચકારી—સ્ત્રીઓને પાણી પડતું હોય, તે વેળા પાણીની પીચકારીમાં મીઠું વપરાય છે.

ઘ દાંતનું દુખવું—દાંત ઉપર મીઠું મુકે તો દુખાવો મટે છે.

ચ. નાહવાના પાણીમાં મીઠું નાખે તો દુરબળ બચ્ચાંની તંદુરસ્તી વધે છે.

છ. વીચ્છુનો ડંખ—નાગરવેલ પાન પર બીજું પાન ઉંધું મુકીને તે ઉપર નીમક મુકી ખુબ ચાવી ચાવીને રસ ગળવો, પા કલાક પછી ખપ પડે તો બીજીવાર ખાવું.

જ. ફીફરાંવાળા દરદીને મીઠું ખાવા દેવું નહીં. ફીફરાંની અકસીર દવા બ્રોમાઇડ છે. તેનો ગુણ મીઠું તોડી નાખે છે.

ઝ. વીચ્છુના ડંખ માટે—મીઠું ૦ાા તોલો ડંખ ઉપર બાંધી રાખવું.

ટ. દાંતને સાફ કરવા માટે મીઠાના પાણીના કોગળા કરવા.

ઠ. માથું દુખવા માટે—લોહીના જોસ્સાથી માથું દુખે ત્યારે ગરમ પાણીમાં મીઠું નાખી, પગના તળીઆં સેકવાં.

ડ. વીછુનો ડંખ—એક ચમચો મીઠું, પાંચ તોલા બ્રાંડીમાં પીગળાવી તેના પોતાં કરી ડંખ ઉપર મુકવાં.

ઢ. વીચ્છુનું ઝેર—મીઠાનું પાણી કરી, નાકમાં ૩ ટીપાં મુકવાથી ઝેર ઉતરે છે.

ણ ઘા રૂઝે—સીનધાલુણના પાણીમાં લુગડું બોળી જખમપર મેલે તો છ રીનો ઘા રૂઝે છે.

ત. કોહવાટ, જુના ચાંદા—સીનધાલુનના પાણીમાં લુગડું બોળીને ચાંદા ઉપર મુકે અને લીલું પાતરૂં ઉપર બાંધે, તો ફાયદો થાય.

થ. ચોથીઆ તાવ માટે—ભુંજેલું મીઠું કાફી જેવું થયલું હોય તે પાણી સાથે મેળવીને ચોથીઓ તાવ નરમ પડયા પછી આપવું. આથી તાવ જાય છે. આ ઉપાયથી દરદીને તરસ બહુ લાગે તો થોડું થંડુ

પાણી આપવું. ભુખ લાગે તો હલકો ખોરાક લેવો. શરદીથી દુર રહેવું.

ક. ધાતુ હીન થાય––મીઠું ઘણું ખાવાથી ધાતુહીન થાય અને દારૂની કેફ ચઢે નહીં.

ખ. ખરોળ માટે વઇદો પુષકળ ખાર વાપરે છે તેથી વીર્ય નબળો પડેલો જણાયલો છે.

ગ. સાંપનું ઝેર ઉતરે––૧ તોલો મીઠું લઇ તેને આંકડાના દુધની ભાવના આપે અને ગાયના દુધમાં પીવાડે તો ઉલટી થઇ ઝેર ઉતરે છે.

ઘ. ખરફસાં માટે––મીઠું, આમલીના પાતરાં એનો લેપ કરી ૭ દીવસ ખરફસાંપર બાંધવું.

ચ. દુરગંધ નાશ કરે––ચુનો અને મીઠું છાંટવામાં લેવું.

છ. કલઇ ખાઇ જાય––મીઠું કલઇના વાસણમાં ગરમ કરે તો કલઇ ખવાઇ જાય છે.

જ. મેલેરીઆ તાવ માટે––મીઠાંને લોઢાંની કઢઇમાં (ત્રાંબાની કઢાઇ ન ચાલે) ગરમ કરવું. ધીમી આંચ રાખી કાફી જેવું કરવું તેમાંથી ચમચો એક ભરી નીમક પાણી સાથે મેળવી સહવારના પહોરમાં ભુખે પેટે આપવું તો તાવ જાય છે.

ઝ. સમબારી મીઠું––અજમેરની પાસે સમબાર ગામમાં જમીનમાંથી ખોદી કહાડે છે તે મીઠું સમબારી મીઠું છે.

ટ. છાતી ઉપર દાહ માટે––ા તોલો મીઠું, ા તોલો સોડાબાઇકારબન, સોડાવોટર સાથે પીવું તેથી તરત ફાયદો થાય છે.

ઠ. પથરી પીસાબે હોય તે મટે––સીધાલુણ ૩ વાલ, ગાયની છાસ સાથે રોજ એકવાર બાર દીવસ પીવું.

ડ. પીતના ચાંદા માટે––સીંધાલુણ, પાણીમાં ઘસીને ચોપડવું.

ઢ. કુતરાના ઝેર માટે મીઠું ડંખની અંદર ભરી પાટો બાંધવો. પીંગળી જાય ત્યારે ફરીથી મીઠું ભરવું.

ક. દાંતના દરદ માટે ૪ ગ્રેન મીઠું સુંઘવાથી દાંતનો દુખાવો મટે છે.
ખ. મીઠાના પાણીના કોગળા કરવાથી જીભનો ઠરો સાફ થાય છે.
ગ દાંતનું મંજન—મીઠું દાંતને સાફ કરે છે, પારાને મજબુત કરે છે અને વાસને દુર કરે છે.
ઘ. માથું દુખવું નરમ પડે—એક ચપટી મીઠું મોઢામાં મુકી ઠંડું પાણી પીવું.
ફુલની ડાંખળી મીઠાના પાણીમાં રાખવાથી ફુલ ઘણો વખત તાજાં રહે છે.
ચ. સળેખમ—મીઠું બારીક કરી સુંઘવામાં લેવું.
છ. આંખને મીઠાંવાલા ગરમ પાણી સાથે ધોવાથી થાકેલી આંખ ખુલ્લી પડે છે.
જ દાંતમાંથી લોહી બંધ પડે—મીઠાંવાલા પાણીના કોગળા કરવાથી લોહી બંધ પડે છે.
ઝ. ઇન્ટરમીટન્ટ ફીવર—મીઠું તાવ અટકાવનાર તરીકે વપરાય છે પણ કયુનાઇન કરતાં ગુણ ઓછો છે.
ટ. જખમ, ચાઠાં રૂઝે—મીઠાંના પાણીમાં લુગડું બોળીને ચાઠાં અથવા જખમ ઉપર મુકે તે ઉપર ઝાડનું પાતરૂં મુકી પાટો બાંધે તો રૂઝ આવે.
ઠ. વીચ્છુના ડંખ માટે—દરદીની આંખમાં મીઠાના પાણીના ટીંપાં મુકવાં.
ડ. ઉડતા રોગના જીવજંતુઓનો ઘરોમાંથી નાશ કરવા માટે ચુનો ધોળવામાં આવે છે તે વખતે ૧ મણ ચુનાના પાણીમાં પોણો તોલો મીઠું નાખવાથી વધારે સારૂં પરીણામ આવે છે.
ઢ. કુતરાંનું ઝેર—હડખાયલાં કુતરાં અથવા કોહલાંએ કરડેલાં દરદીનો જખમ ગરમ પાણીથી સાફ કરી તે જખમને લોખંડના લાલ તપેલા સળીઆથી દાબવો અને પછી તે ઘા ઉપર મીઠાંનું લોશન (૧ ભાગ મીઠું અને ૧૫૦ ભાગ પાણી મેળવેલું) લગાડયાજ કરવું.
ણ ગુમડાં—શરીર ઉપર ગરગુમડાં થયા કરે તો નીચે મુજબ દવામાંથી

એકેક ચમચી દવા ત્રણ ત્રણ કલાકે પીવીઃ—મીઠું ૧ાા ડ્રામ, પાણી ૪ આઉંસ મેળવીને વાપરવું.

---

## મીંઢળ

ક. મીંઢળનું દાંતણ કરવાથી દાંત ઢીલા પડે છે. એના ફળ ગાંધીઓ વેચે છે.

ખ. ઓકારી લાવવા માટે—મીંઢળના બીજને કપડછંડ કરી તેમાંથી ૧ વાલ ફાકી લે, ઉપરથી પાણી પીએ તો ઓકારી થાય, વળી ફરીથી પાણી પીએ તો વધુ ઓકારી થાય એ મુજબ જેટલીવાર વામીટ કરાવવું હોય તેટલીવાર પાણી પીવાડે.

---

## મીણ.

ગ. નાસુર સારૂં થાય, મીનનું તેલ નાસુરમાં મુકે. તેલ બનાવવાની રીત—૩ાા શેર મીઠું ગરમ કરવું. ગરમ થયલું મીઠું આતસપર મુકતાં ફુટે નહીં ત્યાં સુધી ઠીકરાં ઉપર ગરમ કરવું તે મીઠાંને જંતરમાં મુકી તેની ઉપર ૧ શેર મીન મુકી અરક કહાડે તેમ તેલ કહાડવું; પેહેલાં તેલના થોડાં ટીપાં રદ કરી પછીનું એકઠું કરવું. તે તેલ નાસુર માટે બહુ સારૂ છે. જંતરમાં મીંઠું રહે તે જખમ ઉપર દાબવાથી જખમ રૂઝાય છે.

---

## મુળો.

ઘ. તજા ગરમી—તજા ગરમીથી હાથ પગ ફાટે છે કોઈવાર લોહીબી નીકળે તે ઉપર મુળાના પાકેલા પાતરાંનો રસ ચોળવો.

ચ. બંધેજ રહે, કઉવત આપે—મુળાના બીજ ટાંક ૨ વાટી પાણી સાથ ત્રણ દીવસ પીએ તો બંધેજ રહે.

છ. નસોમાં શકતી આવે—મુળાના બીજ ટાંક ૨ મીઠાં તેલમાં ઉકાળીને તે

લ નસોપર મસળે તો નસમાં જોર વધે છે.

ક. લીવર (યકૃત) ના દુખાવા માટે મુળાનો રસ તોલા ર॥ દીવસમાં ૩ વાર પીવો અને બહાર દરદવાળી ચામડી ઉપર મસળવો.

ખ. દરાઝ માટે—મુળાના બીની ગોળી લીંબુના રસમાં કરવી અને દરાઝ ખણીને ઉપર લેપ કરવો.

ગ. ટાંકીના દરદ, પીસાબના દરદ—પાતરાં સાથે આખો મુળો સવારે ખાવાથી આ દરદોને ફાયદો થાય છે.

ધ. પીસાબ છુટે—મુળાનાં પાદડાં અને સુરોખાર છુંદી પીડુ ઉપર બાંધે તો પીસાબ છુટે છે.

ચ. રેતી પીસાબે પડતી હોય—કુમળો મુળો પાદડાં સાથે સવારે રોજ ખવાથી રેતી ધોવાઇ જાય છે; મુળો સાંજે ખાવામાં અવગુણ છે.

છ. ગુરદાનો દુખાવો—મુળાના પાતરાંની ભાજી ઘીમાં બનાવીને ખાવી અથવા લીંબુનો રસ તોલા ર॥, મુળાનો રસ ર॥, મધ તોલા ર॥, જવખાર તોલો ૦। એના બે ભાગ કરી સવાર સાંજ પીવામાં લેવું.

જ. હરસ માટે—મુળાના પાકાં પાંદડાંનો ઉપલા અરધા ભાગનો રસ ૧ તોલો, પાંચ ટીપાં ઘી નાખી સવાર સાંજ પાંચ દીવસ પીવાથી જાથુકના મસા જાય છે.

ઝ. પીસાબ છુટે—મુળાના પાતરાનો રસ શેર ૦। પાસેર પીએ તો પીસાબ છુટે.

ટ. પીસાબ છુટે—ઉંદરની લીડી ટાંક ૧।, સુરોખાર ટાંક ૧। વાટીને ડુટી માંહે ભરે અને તેની ઉપર મુળાના પાતરાં બાંધે તો પીસાબ છુટે.

ઠ. પરમો સારો થાય—મુળાના પાદડાંનો રસ તાજો રોજ ર પઇસાભાર પીવો.

ડ. પારો શરીરે ફુટી નીકળે ત્યારે દરદીને મુળાના પાતરાંનો રસ પેટ ભરી

ને પીવાડે અને શરીરે ચોપડે.

ક. જુ મારવા માટે પારાને મુળાના પાતરાનાં રસમાં મસળીને લગાડે.

ખ. પરમો—મુળાના પાતરાંનો રસ ટાંક ૯, ગોળ ટાંક ૨ાા, મીઠું ટાંક ૧ મેળવીને પીવો.

---

## મુસળી કંદ.

ગ. વીર્ય વધે—મુસળીકંદના બીજ નવટાંકના ભુકાને ગોળ સાથ ચીની બોર જેટલી ગોળી બનાવી દરરોજ ૧ ખાય તો શરીરે તાકાદ રહે.

---

## મેથી.

મેથી-મેથીમાં આટો અને ગુંદર નથી એમાં ચરબી વધારનારૂં તત્વછે.

ઘ. મેથી ઘોડાઓને મસાળામાં ખવાડે છે એ બહુ શકતી વધારે છે.

ચ. બાળ ખરી પડેલા તાળકાં ઉપર મેથી છુંદીને મુકવાથી બાળ પાછા આવે છે.

છ. ગળાના દરદ માટે મેઠી ખાવામાં આપે છે.

જ. ચામડી સુવાળી અને ચોખી રાખવા માટે એનો આટો પાણી સાથે મેળવી શરીરે મસળાય છે.

ઞ. બરોળ માટે મેઠી ખાવામાં આપે છે.

મેથી મગને મલતી છે પણ મગનો રંગ લીલો હોય છે.

મેથી અડદને મલતી છે પણ અડદનો રંગ કાળો છે.

ટ. આંતરડું ઉતરેલું હોય ત્યારે મેથીનો આટો, ધતુરાના પાંદડાંના રસમાં મેળવી લગાડવાથી આંતરડું ચઢે છે.

ઠ. લોહી ફરતું કરે છે—મેથી દાણા ૨૧ ખોખરા કરી સુઠ તોલો ાા, સાકેર ૧ તોલો, ખખળતું પાણી શેર ાા નાખી આખી રાત રાખી સવારે પીવું.

ક. સંધીવામાં લોહીનું ફરવું બંધ થાય છે તે વેળા મેથી ખાવાનો ચાલ સાધારણ છે. કોઈબી શરીરનો ભાગ રહી જાય ત્યારે મેથી ખાય છે. ઘરડા માણસ વધુ વાપરે છે. એનું વસાણું બનાવી તથા ખીચડી પકાવી ખાય છે.

ખ. અંતરગળ માટે—મેથી છુંદી પાણીમાં ઉકાળી મસકા જેવી કરી ઉતરેલા આંતરડાંવાળી જગા ઉપર બાંધવી. એમાં સોસવાની શકતી છે માટે આંતરડું ઉપર ચઢે છે.

ગ કાંટો—કાંટો ભાંગ્યો હોય તો કાંટાવાલા ભાગ ઉપર મેથી બાંધવી. આથી કાંટો ખેંચાઇ આવે છે.

ઘ ગુમડાં અને ગાંઠ પાકવવા મ ટે મેથીને વાટી, જરા નીમક સાથ પાણીમાં પોટીસ કરી બાંધે તો પાકે.

ચ. તાવ એકાંતરીઓ જાય—મેઠી અને પમારીઆનાં બી સંભાગે મેળવી તેમાંથી ૦ તોલો ચાવીને ખાઇ જાય તો તાવ જાય.

---

## મેદી.

ઌ પગના તળીયામાં અગન બળે તો મેદીના પાતરાંને લીંબુના રસમાં વાટી લેપડી પગે બાંધે તો અગન નરમ પડે.

ઓરતની જાત બહાર પડતી હોય અથવા આમન સફરાની બહાર નીકળે તો મેદીના બીની લેપડી મુકી જોરથી કાછડો વાળવો.

જ. ઓરતને દસ્તાન ઘણું જાય તો જેનસીઅન રૂટ પાઉદર અને મેદીના કુટેલાં પાતરાં મેળવી ઓરતના બંધે હાથે લગાડે તો લોહી બંધ થાય.

ઋ. કોઢ માટે મેદીના પાતરાં ૧ તોલો લઇ પાણીમાં આખી રાત ભીંજવી સહવારમાં ૪૦ દીવસ સુધી પીવું.

ટ. દરાજ માટે મેદીના પાતરાં સરકામાં ચોળી દરાઝને ખનીને તે ઉપર લગાડવું.

ઠ. દાઝેલા માટે મેદીના પાતરાં માખણમાં વાટી ચોપડવું.

ડ. વાળા ઉપર મેદીના પાતરાંની લેપડી મુકે તો વાળો બહાર આવે.

ક. હાથપગ ફાટે તે માટે મેદીને પાણીમાં પીસીને લેપ લગાડવો.

ખ. કમળો--કમળા માટે મેદીના પાતરાં ૯ ટાંક લઇ તેને પાસેર પાણીમાં ૧ રાત ભીંજવે તે ગાળીને સહવારે દરદીને પીવાડે.

## મોગરો.

ગ. દુધ વધારે—ઓરતના થાન ઉપર બાંધવાથી દુધ વધે છે.

## મોતી.

મોતી માછલીમાં પાકે છે. તે ચોકસ દરયામાં થાય છે.

મોતી સાફ કરવાની અને ચળક આપવાની રીત નીચે મુજબ છે:-- આળકોહોળ તથા ઇથરમાં હલાવે છે. એસીડ સલફ્યુરીક, આસીડ ઓકઝેલીક, પ્લેટ પાઉદર, વીગેરે ચીજો મોતી સાફ કરવામાં વપરાય છે.

બનાવટી મોતી--૨૦ માછલીની આંખોને હીંગળોકની સાથે લુગડામાં બાંધવી, દોરી લટકતી રહે તેમ કરવું. કાદવનું એક લાંબુ વાસણ (ઘડીયું) લેવું, તેમાં અડધું પાણી નાખવું, મોંઢા ઉપર કોડીયું મુકવું, કોડીયામાં વચે કાણું પાડી તે કાણાંમાંથી પોટલી વાસણમાં લટકતી રાખવી. પાણી પોટલીને લાગે નહીં તેમ રાખવું, ચુલા ઉપર પાણી બાળી નાખવું વરાળના જોરથી પેલી આંખો કાંઇક જુદું રૂપ લેશે. આ પાકેલી આંખો મોતીના જેવી થાય છે પણ તે મોતી વીંધયા પછી એની ખામી દેખાઇ આવેછે.

## મોતીઓ. (આંખનો)

ઘ. મોતીઓ આંખનો, આંધળો દેખે--કાળા સાંપની ચરબી, સંખની નાભી, નીરમળી એ સંભાગે મેળવી આંખે અંજન કરે તો ફાયદો થાય.

ચ. પરવાળા તથા મોતીઆનું અંજન--ખાપરીયું, બરાસ કપુર, ચીનાઈ સાકર,

પોરટુગલ તપકીર, હીમજી હરડે એ બધાંને ૭ દીવસ સુધી ખરળ કરે છાયામાં સુકવે અને પાછું ખરળ કરે અને અંજન કરે.

ક. મોતીઓ આંખનો--કાળા સાંપની ચરબી, સંખની નાભી, નીરમળી, કાળો સુરમો સંભાગે લઇ ખુબ પીસી લુગડી કરે; એરંડીઆના પાતરામાં વીટાળી ઉપર સુતર બાંધી માટીનું પડ બે આંગળ ચઢાવે પછી ચાર છાણા વચે મુકે લાલ થાય તે કાઢેથી અંદરથી માંખણુ જેવું નીકળે તેનું અંજન કરે.

ખ મોતીઓ,કુળું--હરડાં,બેહેડાં, આમળાં ટાંક બબે, પીપળ ૧, મરી ટાંક ૧, મોતી વાળ ૧, પરવાળું વાલ ૧ સુરમો વાલ ૧, મમેરૂં વાલ ૧૦,કસ્તુરી વાલ ૧. બરાસ કપુર વાલ ૧, લવંગ વાલ ૪,એલચી વાલ ૪ એ સરવેને બારીક કરી બકરીના મુતરમાં ભીંજવી રાખી મટોડીના વાસણમાં રાખે પછી ગોળી વાળે તે પાણીમાં ઘસી અંજન કરે તો ફાયદો થાય.

---

## મોથ.

ગ. તાવ પીતનો અને તરસ લાગે તો--મોથ અને ખડસળીઓ અકેક તોલો લઇ એનાં ચાર પડીકાં કરવાં. ૧ પડીકું દોઢ શેર પાણીમાં ઊકાળી કાદવના વાસણમાં આખી રાત રાખવું. દીવસે તે નીપારીને દરદીને પાવું. આથી તરસ મટે છે અને તાવ જાય છે.

ઘ. એકાંતરીઓ તાવ--(અન્યેધુ) ૨૪ કલાકમાં એકવાર તાવ આવી ઉતરી જાય તે માટે મોથ, કાળી દરાખ, ઇંદ્રજવ સંભાગે મેળવી ગોળી ચણા જેટલી કરી આપવી.

ચ. બાળ કાળા અને તેજસ્વી બને--તેલમાં તળેલા આમળાનું ચુરણ ૮ ભાગ, કોપરૂં ગોવાઈ સુકું ૪ ભાગ, કપુર કાચળી, કચોરો સુગંધી વાળો, મોથ અગર, તગર, સુખડ, ગુલાબકળી અકેક તોલો બારીક ચુરણ કરી માથે મસળે. આ ભુકાની સોગટીઓ બને છે જેને પાણીમાં ઘસીને બાળ ઉપર લગાડે છે.

ભુકાને વાપરવાની રીત---ભુકો તોલા ૨ પાણીમાં આખી રાત ભીંજવી સહવારે નાહતી વેળા અઠવાડીયામાં ૧ વાર બાળે મસળે તો ફાયદો થાય.

છ. પીસાબ બે અખત્યાર આવે તે ગરમીની (ખુસકીની) હોય તો પાણીની તરસ ઘણી લાગે છે તેનો ઇલાજઃ— ધાણા, સુખડ, લીમડાની છાળ,

મોઠ, એલચી, નાગકેસર એ સરવેનો ઉકાળો સાકેર સાથે પીવો.

## મોમીઆઈ. (બનાવટી)

ક. શરદીવાળાં દરદો, વા, લકવો, દમ, સુવા રોગ, દભડાયલાં—એને માટે ભીલામાનું તેલ શેર ૧, સફેદ રાળ શેર ૦, ભેંસા ગુંગળ શેર ૦, હીંગળો તોલો ૧ આ ચીજોને ઉકાળી પાક જેવું ઘટ થાય અને ચીની રકાબી ઉપર થાપી દેવું. અને કટકા કરવા. દભરાયલા માણુસને મીઠાં તેલમાં એ મેળવી મસળે છે. ચણા જેટલી મોમીઆઈને ૫ તોલા ઘીમાં ગરમ કરી મેળવવું તેમાંથી તોલો ૦॥ રોજ પીવામાં લેવું.

## મોરથુથુ.

ખ રતનજોત, આંખની સળી—એ ઘણી જાતના આંખના દરદો સફા કરેછે, અંગ્રેજી તેમજ દેશી વઇદોમાં એ વપરાય છે. એની બનાવટ નીચે મુજબ છે:—મોરથુથુ, ફટકી, સુરોખાર સંભાગે લેવો. આ બધાં એકઠાં વજનનો પચાસમો ભાગ કપુર લેવો. તેઓને ઇંગાર ઉપર ગરમ કરી નરમ થાય ને સળીઓ બનાવવી. (મોરથુથુ ઇંગાર ઉપર પકાવીને લેવું.)

ગ. ઉલટી કરવા માટે ૧ વાલ મોરથુથુ પાણી સાથે પીએ. એ વામીટ કીધા પછી દરદી નબળું પડતું નથી.

ઘ. આંખના ખીલ ઉપર મોરથુથુ લગાવે તો મટે છે.

ચ. વાળો—મોરથુથુ જુવારના દાણા જેટલું ગોળ સાથે દરદીને ૩ દીવસ આપે. વાળો મટે. વાળો છે ત્યાં સુધી વામીટ આવે નહીં. વાળો મરી ગયા પછી મોરથુથુ પોતાની અસર જણાવે અને વામીટ લાવે. (એમાં જોખમ નથી.)

છ. નાસુર માટે—કામળ બાળીને રાખ કરી તેમાં મોરથુથુ મેળવી લગાડે તો રૂઝ આવે છે.

જ. હરસ માટે—મોરથુથુ અને ટંકનખાર કરેક ટાંક ૩ લેવા બંધેને વાટી ૩ દીવસ લેપ કરે તો મસા તુટી પડે. પછી સાઠી ચોખા રાંધી તેની લેપડી કરે. (આ ઇલાજ આકરો છે.

# સાંકળીયું.

## દરદોનું સાંકળીયું.

દરદોના નામ    પાનું

